મુંબઈ ઇલાકાના મેહેરબાન ડિરેકટર ઓવ પબ્લિક
ઇન્સ્ટ્રકશન સાહેબે મંજુર કરેલો.

# સિંધ પ્રાંતનો ઈતિહાસ.



રચી:—પ્રસિદ્ધ કરનાર

## હેમનદાસ સુખરામદાસ લોડા,

લેટ હેડમાસ્તર,

ગુજરાતી સ્કુલ કરાંચી.

પાંચમી આવૃતી ૨,૦૦૦ પ્રત.

આ આવૃતી પ્રસિદ્ધ કરનાર ચેલારામ એસ. લોડા,

"ધી નેશનલ" પ્રીન્ટીંગ પ્રેસમાં એ. ખ. સીધવાએ છાપ્યું
ફ્રીઅર સીટ કેમ્પ કરાંચી.

સન ૧૯૨૧.

કિંમત ૮ આના.



સ્વર્ગવાસી રા. રા.

મા. હેમનદાસ સુખરામદાસ લોડા કર્તા.

Sanctioned by the Director of Public Instruction, Bombay.

# HISTORY OF SIND

IN GUJARATI

TRANSLATED FROM THE HISTORY OF SIND

BY

RAO BAHADUR

ALUMAL TRICAMDAS, B.A.,

BY

HEMANDAS SUKHRAMDAS LODA,

LATE HEAD MASTER,

Gujarati School No. II, Karachi.

**Fifth Edition—2,000 Copies.**

Published by Chellaram, H. Loda.



KARACHI :

PRINTED AT THE "NATIONAL" PRESS.

1921.



*Price 8 Annas.*

મુંબાઇ ઇલાકાના મેહેરબાન ડિરેકટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રકશન

સાહેબે મંજુર કરેલો.

---

# સિંધ પ્રાંતનો ઇતિહાસ.

---


રચી:—પ્રસિદ્ધ કરનાર

હેમનદાસ સુખરામદાસ લોડા,

લેટ હેડમાસ્તર,

ગુજરાતી સ્કુલ કરાંચી.



પાંચમી આવૃતી ૨,૦૦૦ પ્રત.

આ આવૃતી પ્રસિદ્ધ કરનાર ચેલારામ એચ. લોડા.

"ધી નેશનલ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

---

સન ૧૯૨૦

---

કિંમત ૮ આના

# પ્રસ્તાવના

આજ કેટલોક સમય થયાં મુંબઇ ઇલાકાના જુદા જુદા પ્રાંતોની પ્રથમિક શાળાઓમાં મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના ઠરાવ મુજબ શરૂઆતમાં તે તે પ્રાંતોને ઇતિહાસ ચલાવવામાં આવેછે. આ ઠરાવ મુજબ સિંધપ્રાંતની પ્રાથમિક નિશાળોમાં અત્રેના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે સિંધ પ્રાંતનોજ ઇતિહાસ ચલાવવાનો હુકમ કર્યો છે. પણ ગુજરાતી ભાષામાં એ પુસ્તકની ખામી હોવાને લીધે સિંધની ગુજરાતી નિશાળોમાં શિક્ષકોને ઘણી અગવડો વેઠવી પડે છે. આ અગવડો દૂર થાય એવા હેતુથી મે આ પુસ્તક તૈયાર કરી સિંધના મે. એ. ઇ. સાહેબ મારફત મહેરબાન ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ તરફ મોકલાવ્યું. જે તેઓ સાહેબે સિંધની ગુજરાતી સ્કૂલોમાં ચલાવવા માટે મંજુર કર્યું. મંજુરી મળવાનો હુકમ મે. એ. ઇ. સાહેબ તરફથી મળતાં આ પુસ્તક બનતી ત્વરાથી બહાર પાડયું છે.

**હેમનદાસ સુખરામદાસ લોડા,**

હેડમાસ્તર ગુજરાતી સ્કૂલ નં. ૧. કરાચી

કરાચી તારીખ ૧ એપ્રિલ ૧૯૦૦

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

મુંબઈ ઈલાકાના મહેરબાન ડિરેકટર ઓવ પબ્લિક ઈન્સ્ટ્રકશન સાહેબ પોતાની ઈંગ્રેજી હુકમ નં ૯૫૭૪ પુના તા. ૭ મો માર્ચ ૧૯૦૨ થી જણાવે છે કે તેઓ સાહેબે આ પુસ્તક ઈલાકાની સ્કુલ લાઈબ્રેરીઓ માટે પણ મંજુર કરી મુંબઈની ગવર્નમેન્ટ સેંટ્રલ બુક ડિપોના કયુરેટર સાહેબને પુસ્તકોની યાદીમાં દાખલ કરવાનું ફરમાવેલ છે.

આ આવૃત્તિ બહાર પાડવા અગાઉ ઘણા શિક્ષકો તરફથી સુચના કરવામાં આવી કે હીજરી સન અને ઇસ્વી સન બન્ને હોવાથી છોકરાઓને વાંચવામાં ગુંચવણ પડે છે. તેથી હીજરી સન આ આવૃત્તિમાંથી કાઢી નાંખેલ છે.

કરાંચી મ્યુનિસિપલ
ગુજરાતી સ્કુલ
નં. ૨ જો.
તા ૧ લી જુન
સને ૧૯૦૩

હેમનદાસ સુખરામદાસ લોડા
હેડમાસ્તર

# ત્રીજી પ્રસ્તાવના

મારે આ વખતે ઘણીજ દિલગિરીથી જણાવવું પડે છે કે આ પુસ્તકના કરતા મારા પિતાશ્રી મિ. હેમનદાસ સુખરામદાસ લોડા આ ફાની દુનિયામાંથી તા૦ ૨૧ મી માર્ચ ૧૯૧૭ના રોજે પરલોક પધાર્યા, તેઓશ્રીએ લગભગ ૪૦ વરસ સુધી એડયુકેશનલ ડિપાર્ટમેન્ટમાં ખંતથી પોતાનું કામ કીધું છે. એઓશ્રી ૧ લી માર્ચ ૧૯૧૬ માં રીટાયર થયા હતા. તે પછીનો સમય પણ તેઓએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનાં પુસ્તકોનાજ સંસગમાં ગાળયો હતો—જો કે પોતે સિંધના રહીશ છતાં એમને ગુજરાતી કેળવણી અને ભાષા ઉપર એટલો પ્રેમ હતો કે તેઓએ કેળવણીનો પ્રચાર કરવામાં આખી જીંદગી પર્યંત અગ્ર ભાગ લેતાં હતા. માટે એમના ઉપરના ગુણોને લક્ષમાં લઇ એમની લાંબી સરવીસ તથા લાયકાતની કદર શનાસી કરી, કરાંચીની મહેરબાન મ્યુનિસિપાલીટી તથા મ્યુનીસીપલ સ્કુલ બોર્ડે જે સ્કુલમાં એઓશ્રી હેડ માસ્તર હતા સ્કુલ એમના નામ ખાતર એમના નામ ઉપર રાખી છે. જે હમણાં હેમનદાસ એસ. લોડા મ્યુનિસિપાલ ગુજરાતી સ્કુલ કહેવાય છે. તેથી આ ઉપકારના માટે ઘણો અમે તેમનો બહુ ઉપકાર માનીએ છીએ—મી. હેમનદાસ આપની પાછળ બે પુત્ર ૧ મી. ચેલારામ. એચ લોડા અને ૨ મી. ડી. એચ. લોડ બી એ. એલ. એલ. બી. મુકી ગયા છે જે વકીલાતનો ધંધો કરે છે. આ પુસ્તકની છેલી આવૃતીને ઘણો વખત હોવાથી પુસ્તક મળવાની અછત જ્યારે મારે જણાઇ ત્યારે આ પુસ્તક માન પુર્વક મારા પીતાશ્રીના માન ખાતર મેં મારા હાથમાં લઈ અપ-ટુ-ડેટ જરૂરી વધારો કરી બહાર પડયું છે.

કરાંચી,
તા. ૩૧મી ઑકટોબર ૧૯૨૦.

**ચેલારામ હેમનદાસ**
**લોડા.**

# સિંધપ્રાંતનો ઇતિહાસ.

## દેશનું વર્ણન.

સિંધદેશ સિંધુનદીના બન્ને કાંઠા ઉપર આવેલો છે, આથી તેનું નામ સિંધ પડ્યું છે. એ સિંધુનદીને મેહેરાણ કે મોટો દરીઓ પણ કહે છે.

## સીમા.

સિંધદેશની ઉત્તરે બલુચિસ્તાન, કેલાત, પંજાબ, અને ભાવલપુરનો કંઈક ભાગ છે. પુર્વે ભાવલપુર, જેસલમીર અને જોધપુર છે. દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર છે. પશ્ચિમે કેલાત છે. સિંધદેશની લંબાઇ કોહિરીફાટથી કશમોર સુધી ૩૪૦ માઈલની છે; અને પહોળાઈ રાસલમારીથી રાવતસર સુધી ૨૯૦ માઇલની છે. દેશનું ક્ષેત્રફળ ૫૨૮૬૭ ચોરસ માઇલ છે. અને વસ્તી* ૩૫,૧૩,૪૩૫ માણસોની છે.

## સિંધપ્રાંતનો પ્રાચીન ઇતિહાસ.

સિંધપ્રાંતના પ્રાચીન ઇતિહાસની કાંઇ પણ ખબર હાથ લાગતી નથી. પણ સિકંદરના હિંદમાં આવવાના વખત પહેલાંનો એક દાખલો મહાભારતમાંથી મળી આવે છે, એ ઉપરથી જણાય છે કે જ્યારે કૌરવ પાંડવ વચ્ચે પોતપોતામાં ઝગડો ચાલતો હતો ત્યારે સિંધદેશમાં જયદ્રથ રાજાની હકુમત ચાલતી હતી. આ રાજાએ કૌરવોની મદદે આ દેશમાંથી પોતાનું લશ્કર

* વસ્તીના આંકડા ૧૯૧૧ ના વસ્તીપત્ર પ્રમાણે છે.

મોકલાવ્યું હતું. આ શિવાય વધારે ખબર મળી શકતી નથી.

પણ જ્યારે સિકંદર બાદશાહ પંજાબ જીતી લીધા પછી આ દેશમાં આવ્યો ત્યારે આ દેશ કંઇ એક જણના હાથ નીચે નહોતો પણ જુદા જુદા ભાગોમાં જુદા હાકેમો હતા. શિકારપુરનો હાકેમ સ્વતંત્ર હતો, સેવણની નીચેના ભાગમાં બીજા કોઈ હાકેમની હકુમત હતી, અને **સામઅસ** નામે એક શાહજાદાની હકુમત બરોહી ટેકરીની ઉત્તર અને પુર્વમાં હતી; જેની હદ સેવણ શહેર સુધી હતી. સિંધુનદીના ડેલ્ટા* સુધી પટાળી લોકો રાજ્ય કરતા હતા.

કેટલાએક કહેછે કે સિકંદરનો સિંધમાં આવવાનો હેતુ સિંધુ નદીમાં વહાણવટી કરવા સિવાય બીજો ન હોતો. કેમકે જો તે વખતના સિંધના હાકેમોએ તેને લાયક માન આપ્યું હોત તો તે લડાઇ ન કરત પણ ગરૂર સિકંદર જેણે કોઇની મગરૂરી સહન કરી ન હોતી તેણે યોગ્ય માન ન મળવાથી સિંધના હાકેમોને એક પછી એક એમ હરાવી પાડયા. યુનાની ઇતિહાસ કર્ત્તાઓએ આવું વર્ણન કરેલું છે.

આ પ્રમાણે ફકત તેઓનાજ લખાણ ઉપરથી માલુમ પડેછે કે સિકંદરના દિવસોમાં આખો સિંધદેશ કંઇ એક હાકેમના હાથ તળે નહોતો. સિકંદર બાદશાહ ઈ. સ. પૂ. ૩૨૮ માં સિંધમાં આવ્યો હતો. સિંધુ નદીના મુખ સુધી આવવા માટે એ નદીમાં વહાણવટી કરતાં સિકંદરને ૯ મહીના લાગ્યા હતા.

*ડેલ્ટા એટલે નદીના મુખ આગળની ત્રણ ખુણાવાસી જગ્યા.

સિકંદરના દીવસો પછીનો સિંધનો હેવાલ બધો અંધકારમાં રહેલો છે; પણ આરબોની હકુમત થયા પછીનું કંઈક બરાબર વર્ણન મળી આવે છે. છતાં કેટલા એક ઇતિહાસ કર્ત્તાઓએ બે હિંદુ વંશોનું વર્ણન અરબોની હકુમતથી અગાઉં લખેલું છે તેની હકીકત નીચે પ્રમાણે છે.

## સિંધમાં હિંદુરાજાઓનો જુનો વંશ.

અરબોએ સિંધ ઉપર મહમદ બિન કાસીમ સકફીના હાથ નીચે ઈ. સ. ૭૧૩ માં ચડાઇ કરી. તે પહેલાં સિંધ દેશ એક હિંદુવંશના તાબામાં હતો. આ વંશની ગાદી અલોરમાં* હતી. આ શહેર સિંધુનદીને કાંઠે હાલના રોહરી શહેરની નજદીક આવેલું હતું. તેમાં સારી ઇમારતો અને સારા મોટા બગીચા શહેરની બાજુમા તેમજ આસપાસ હતા. કહેછે કે તે હિંદુ રાજ્યની સીમા નીચે પ્રમાણે હતી. પૂર્વમાં કશમીર અને કનોજનું શહેર, પશ્ચિમમાં મકરાન અને ઉમાનનો દરિઆ કિનારો, દક્ષિણમાં સુરત ( સુરાસ્ત્રા ) નું બંદર અને ઉત્તરમાં કંદાર, સિસ્તાન અને સુલેમાન તથા કીકાનીઆની ટેકરીઓ. આ રાજ્ય ચાર ભાગોમાં વહેંચાયલું હતું એ દરેક ભાગનો જુદો જુદો રાજા હતો.

## પહેલો રાવ વંશ.

સિંધની હકુમત રાવવંશના હાથમાં ઇ. સ. ૪૯૫ માં આવી અને ૧૩૭ વરસ સુધી રહી. રાવ દેવાજી આ વંશમાં પ્રતાપી રાજા થઇ ગયો. તેની રાજ્યધાની

---

* અલોર કે અરોડનું શહેર હાલના રોહરી શહેરની નજદીક બખર અને ખૈરપુરના રસ્તામાં હતું.

અલોરમા હતી. એમ જણાય છે કે તેના વખતમાં સિંધનું રાજ્ય ઘણો ફેલાવો પામ્યું હતું. તેના પછી આ વંશમાં બીજા ૪ રાજા થઇ ગયા છે.

### રાવ વંશના રાજાઓના નામ,

૧ રાવ દેવાજી
૨ રાવ સહારાસ
૩ રાવ સહાસી
૪ રાવ સહારાસ બીજો
૫ રાવ સહાસી બીજો

એમ લખેલું છે કે આ વંશનો ચોથો રાજા રાવ સહારાસ બીજો ઈરાનના બાદશાહ નીમરોઝ સાથે કચ્છ અને મકુરાન તરફ લુટફાટ કરવા ગયો હતો, ત્યાં તે લડાઇમાં માર્યો ગયો; અને તેનું લશ્કર હાર ખાઇ અલોર પાછું આવ્યું. એ પછી રાવ સહાસી બીજો ગાદીએ બેઠો આ રાજાએ રાજ્ય સારી રીતે ચલાવ્યું, રાજા પોતે મુસાફરી કરી પોતાનું રાજ્ય અને દેશ ઝીણવટથી તપાસતો, પોતાની સેનાને બરાબર વખતે પગાર આપતો અને રૈયત પાસેથી ચોકસ કર ઠેરાવી હફતા પ્રમાણે ઉઘરાવી લેતો. તેણે અનાજ ઉપરથી તમામ જકાત માફ કરી હતી અને તેના બદલામાં રૈયત પોતાના ખર્ચે અલોર, સિસ્તાન, ઉચ્ચ, માથેલો, માડ- અને સોરીના કિલ્લા બંધાવી આપે એવી શરત કરી હતી, આ રાજા ઇ. સ. ૬૩૨ માં નિર્વંશ મરણ પામ્યો. પછી તેની રાણીએ તજવીજ કરી ગાજી રાજાના ચચ્ચ નામના વજીરને ગાદીપર બેસાડ્યો.

ચચ્ચ એ સલાઇજનો પુત્ર અસલ રાવ સહાસીને નોકર હતો જો કે ચચ્ચને રાવ સહાસી સાથે કંઈ પણ

સગપણ નહિ હતું તો પણ તેણે ધીમે ધીમે પોતાની ચંચળતા અને યુકિતથી રાવ સહાસીને એટલો તો ખુશ કીધો કે ઈ. સ. ૬૩૨ માં રાવના મરણ પછી તેની ગાદીએ પોતે સહેલથી બેસી શકયો. આ બિન હકદાર રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકવા માટે સહાસીના મિત્રોએ રાણા મહારાતના હાથ નીચે એક લશ્કર જોધપુર આગળ એકઠું કર્યું. પણ ચચ્ચે તેને સજ્જડ હરાવ્યું.

## બીજો બ્રાહ્મણ વંશ.

### ચચ્ચ.

આ વંશનો પહેલો રાજા ચચ્ચ ભિક્ષુક બ્રાહ્મણ હતો, પણ સહાસી બીજાના વજીર રામરાવની મહેરબાનીથી હજુરી તરીકે રાવની પાસે રહયો. તે ચંચળ બુદ્ધિનો અને હુન્નરી હોવાથી રાવને સહેલથી ખુશ કરી શકયો તેથી રામરાવના મરણ પછી વજીર થયો. રાવના મરણ પછી તેની રાણીની સાથે લગ્ન કર્યાં અને ગાદીપતિ થયો ચચ્ચે પોતાની કારકીર્દીમાં સ્વદેશના તથા બીજા હાકેમોને હરાવી વશ કર્યાં. અને ૪૦ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

### ચંદાર.

ચચ્ચના મરણ પછી તેનો ભાઇ ચંદાર ગાદી ઉપર બેઠો. તે ચચ્ચના વખતમાં તેના તરફથી અલોરનો સુબો હતો આ રાજાએ પોતાના અમલમાં ગૌત્તમબુદ્ધના ધર્મનું પ્રતિપાલન કર્યું અને તે ધર્મનાં ઘણાં મંદિરો બંધાવ્યાં એ સાત વર્ષ રાજય કરી મરણ પામ્યો.

### દાહર.

ચંદારની પછી ચચ્ચનો મોટો દીકરો દાહર સિંધનો

હાકેમ થયો. તેના રાજ્યના ૩૩ માં વર્ષમાં એટલે ઈ. સ. ૭૧૧ માં અરબ લોકોએ સિંધ ઉપર ચડાઈ કરી. સિંહલદ્વિપના રાજાએ કંઇ નજરાણું બગદાદના ખલીફ વલીદ બની ઉમીહ વંશને માટે મોકલાવ્યું હતું. આ નજરાણાથી ભરેલાં વહાણોને દેવળ બંદર આગળ ચાંચીઆ લોકોએ લુટયાં અને તેમાંનાં કેટલા-એક માણસોને મારી નાંખ્યાં તથા કેટલાં એકને કેદ કર્યાં આ ઉપરથી બગદાદના ખલીફાએ પોતાના સુબા હજા-જની માર્ફતે રાજા દાહુરની સાથે આ લુટ બાબદ લખાણ ચલાવ્યું. પણ સંતોષકારક ખુલાસો મળ્યો નહિં, તેથી અંતે અરાકનો, હાકેમ મહમદબિન સકફી જે હજાજનો જમાઇ થતો હતો, તેને ૬ હજાર માણસનું લશ્કર આપી તથા સિંધુ નદીની આજુબાજુનાં શહેરો લેવા સારૂ મોકલ્યો.

કેટલાએક મુસલમાન ઈતિહાસ કર્ત્તાઓ લખેછે કે ખલીફા અબદુલ મલીકે કેટલાક વેપારીઓને પોતાને સારૂ ખુબસુરત બાંદીઓ અને ચીજો ખરીદ કરવા સારૂ મોકલ્યા હતા. એ વેપારીઓએ પોતાનો સામાન એકઠો કર્યા પછી દેવળબંદરથી ઘરતરફ પાછા ફરવાની તૈયારી કરી તેવામાં ચોર લોકોએ તેમના ઉપર હુમલો કર્યો. તેઓમાનાં કેટલાંએક માણસોને એકાએક મારી નાંખ્યાં, કેટલાંએકને બંદીવાન કર્યાં અને બધો સામાન લુટી લીધો. આ વેપારીઓમાંથી જે થોડા જીવ લઈને નાસી જવા પામ્યા તેઓએ જઈને ખલીફાને આ દુઃખ દાયક હકીકત સંભળાવી, તે ઉપરથી ખલીફાએ સિંધ ઉપર ચડાઈ કરવા સારૂ એક લશ્કર યાર કરાવ્યું.

પણ એટલામાં ખલીફાનું મરણ થયું, આ ખલીફે મરતી વખત પોતાના વસિયાતનામામાં જણાવ્યું હતું કે મારા છોકરાએ ઉપલું વેર લેવું.

**મુસલમાનોની સિંધ ઉપર ચડાઈ અને જીત.**

મહમદ બિન કાસીમ આ ચડાઇ કરવા સારૂ શીરાજમાંથી મોટી ફોજ સાથે ઈ. સ. ૭૧૧ માં નીકળ્યો, અને ઈ. સ. ૭૧૨ ની શરૂઆતમાં દેવળ-બંદરે * આવી પહોંચ્યો. આવતાવેંતજ દેવળબંદર ઉપર ધસારો કરી તે શહેર લીધું અને મુસલમાન કેદીઓને છોડાવ્યા. ત્યાર પછી અલોર ઉપર ચડાઇ કરી. રસ્તામાં બે લડાઈઓ થઈ તેમાં હિંદુઓ જીત્યા, પણ ત્રીજી લડાઈમાં મુસલમાનોએ હિંદુઓને નસાડયા. ત્યાર પછી સિવસ્તાન તરફ સેવણના કિલ્લાપર તેણે ચડાઈ કરી અને સેવણ તાબે કર્યું.

તે પછી મહમદ બિન કાસીમ નેરૂનકોટ ( હૈદરાબાદ ) તરફ ફરી આવ્યો અને ત્યાંથી પાછો અલોર તરફ ચાલ્યો. આખરે રમજાન મહીનાની ૧૦ મી તારીખે એટલે ઈ. સ. ૭૧૨ માં અલોર આગળ એક મોટી લડાઇ થઈ. સવારથી સાંજ સુધી યુદ્ધ થયું તેમાં રાજા દાહેર જે હાથી ઉપર ચડી લડતો હતો તેને ઓચિંતુ તીર લાગવાથી મુર્છિત થઇ નીચે પડી ગયો આ વખત તેનાં માણસોએ રાજાને હાથીપર ન જોવાથી નાસાનાસ કરી અને મુસલમાનો ફતેહમંદ થયા. મહમદ બિન કાસીમે

---

* કેટલાએક કહેછે કે કરાચીવાળા મનોરાનું નામ તે વખતમાં દેવળગામ હતું; અને કેટલાએક કહેછે કે ઠઠા આગળ તે વખત એ નામનું બંદર હતું.

સિંધની રાજ્યધાનીનું અલોર શહેર પોતાના કબજામાં લીધું. આ પ્રમાણે બ્રાહ્મણ વંશની સમાપ્તિ થઇ અને સિંધમાં મુસલમાનોની હકુમત શરૂ થઇ.

## અરબોનું રાજ્ય.

અલોર લીધા પછી મહમદ બિન કાસીમે તરતજ શહેરમાં લુટ ચલાવી. દાહરની બે દીકરીઓને કેદ કરી અને બન્નેને લુટના માલ સાથે ખલીફા વલીદ પાસે મોકલાવી દીધી. ખલીફા પાસે પોહોંચ્યા પછી આ છોકરીઓએ પોતાના બાપનું વેર લેવા સારૂ મહમદ બિન કાસીમ ઉપર ખોટું બદીનું તોહમત મુકયું. હવે તે કાળમાં એવો રીવાજ હતો કે લડાઇમાં કેદ પકડેલી ખુબસુરત બાંદીઓ અને સ્ત્રીઓને ખલીફાના ઝનાનખાનામાં દાખલ કરવામાં આવતી અને તેથી જો કોઇ પણ શખ્સ તેઓની કેદ થએલી હાલતમાં તેમની સાથે બેઅદબીથી વર્તણુંક ચલાવતો તો તેથી ખલીફાઓ બહુ ગુસ્સે થતા અને અપરાધીઓને ભારે શિક્ષા કરતા. આ કારણથી ખલીફાએ ગુસ્સે થઇ મહમદ બિન કાસીમને પાછો બોલાવી ક્રૂરતાથી તેનો જીવ લીધો. કેટલાએક કહેછે કે ખલીફાએ આ બિચારા સિંધના જીતનારનો ગાયના ચમડામાં સીવડાવી મુઝવીને જીવ લીધો હતો. આવી સ્થિતિમાં ત્રીજે દીવસે એ મરી ગયો હતો.

મહમદ બિન કાસીમના મરણ પછી થોડે વખતે ખલીફાને આ ખોટા તહોમત બાબદ ખબર પડી. આથી ખલીફ઼ ઘણો દીલગીર થયો અને રાજા દાહરની દીકરીઓના બાળને ઘોડાની પુછડી સાથે બંધાવ્યા અને છોક-

રીઓના જીવ જતાં સુધી ઘોડાઓને બગદાદની ગલીએ ગલીમાં ( શેરીઓમાં ) દોડાવ્યા. કેટલાએક કહેછે કે દાહરની દીકરીઓની આ વાત સાચી નથી. પણ ખલીફા સુલેમાને મહમદ બિન કાસીમને મારી નંખાવ્યો.

મહમદ બિન કાસીમ પછી સિંધને માટે યઝીદ નામે સુબો મુકરર થયો પણ તે સિંધમાં આવ્યા પછી થોડા વખતમાં મરણ પામ્યો. તેના મરણ પછી દાહરના દીકરા જેસાએ બ્રાહ્મણાબાદનું શહેર તથા અરબ લોકોએ સર કરેલાં બીજાં ગામો પાછા લઇ લીધાં. આથી ખલીફાએ એ ગામો પાછાં લેવા સારૂ હબીબને સિંધનો સુબો ઠરાવી મોકલ્યો.

## ઉમરનો ઇસ્તેહાર.

ઈ. સ. ૭૧૭ માં ઉમર બિન અબદુલ અઝીઝ ખીલાફત ઉપર આવ્યો ( એટલે ખલીફ થયો ) તેણે પોતાની હકુમતના વખતમાં સિંધમાટે એક ઇસ્તેહાર કર્યો, તેમાં એમ જણાવ્યું કે જે કોઈ હિંદુ મુસલમાન થશે તેને મુસલમાનોના જેવુંજ માન મળશે તે ઉપરથી રાજા દાહરના છોકરાઓ અને બીજા ઘણા હિંદુ રાજ પુત્રોએ મુસલમાની ધર્મ અંગિકાર કર્યો અને અરબી નામો ધારણ કર્યાં.

## અબાસ વંશનું રાજ્ય.

ઇ. સ. ૭૫૦ માં બગદાદની હકુમતમાં ફેરફાર થયો. તેથી ઉમીયાવંશની હકુમત તેમના હાથમાંથી નીકળી અબાસ વંશના તાબામાં ગઇ. ઈ. સ. ૮૧૩ માં બસરીન દાઉદ જે બગદાદના ખલીફા વતી સિંધનો હાકેમ

હતો તેણે બંડ ઉઠાયું. અબાસ વંશનો હારૂનઅલરસીદ ઘણો બળવાન હાકેમ થઈ ગયો. તેના તરફથી શેખ તુરાબઅલી સિંધનો નવાબ થયો. શેખ તુરાબઅલીએ રાજ્ય ઘણું વધાર્યું પણ તરતજ ઈ. સ. ૭૮૭ માં સિંધમાં મરણ પામ્યો. તેની કબર હજીસુધી ઠઠ્ઠાથી ૮ માઇલ દૂર દક્ષિણ અનેપશ્ચિમ વચ્ચે એટલે નૈરૂત્ય ખૂણે છે.

**અરબોના જોરનું કમતી થવું અને તૂટી પડવું.**

ખલીફાઓ તરફથી જે જે સિંધમાં હાકેમ થયા તે બધાની ખલીફા ઉમરની પછી રાજ્યગાદી મનસરામાં ચાલતી આવી. પણ ખલીફા મઅતશના પછી ખલીફાઓનું બળ ઓછું થતું ચાલ્યું; અને ઈ. સ. ૮૭૧ થી જ્યારે ખલીફા મોઅતમદે સિંધની હકુમત યાકુબલાઇઝને આપી તે દિવસથી ખલીફાઓની હકુમતનો તદન નાશ ગણવામાં આવતો હતો. યાકુબલાઇઝ ઇ. સ. ૮૭૯માં મરણ પામ્યો તેના પછી સિંધની હકુમત તૂટીને બે ભાગ થયા એકની રાજ્યગાદી મનસરામા અને બીજાની મુલતાનમા થઇ. મનસરાની હદ અલોરના દરીઆથી મુલતાન સુધી હતી અને ત્યાંથી મુલતાનેની હદ શરૂ થઈ હતી. મનસરાના હાકેમ હબારી વંશના હતા. તેઓને અમીર અથવા કોઈ કોઈ વખત મલીક કરી કહેતા. અલોર મનસરાની રાજ્યધાની હતી. અલોરગામ પહોળાઇમાં મુલતાન જેવું હતું અને તેની આસપાસ બે દિવાલો હતી. વેપારને માટે પણ તેવખતમાં આ મુખ્ય શહેર હતું. તે સમયે સિંધના માણસોનો પહેરવેશ ઈરાકના માણસોના જેવો હતો.

## અરબોના બળનો નાશ.

સિંધના અરબી હાકેમોને સિંધમાંથી ઘણી પેદાશ નહોતી. ખાવા પીવાની અને બીજી જરૂરીઆતી ચીજો ખરીદ કરવા ઉપરાંત તેઓની પાસે માત્ર નજીવી રકમ બચતી. આ પ્રમાણે તેઓની પાસે કંઇ નહોવાથી બીજાઓના હુમલાથી પોતાનો બચાવ કરવાને અશકત હતા. તેથી થોડા વખતમાં કરમેસીઆના લોકોએ તેમને સિંધમાંથી નસાડી મૂક્યાં. આ લોકોમાં મુસલમાની ધર્મથી ભ્રષ્ટ થએલા અરબ વિગેરે પરદેશીઓ હતા. પોતાના સ્વદેશમાં નબળા પડી ગયેલા હોવાથી અને સિંધના રાજ્યને કમજોર થયેલું જોઈનેજ આ વંશના લોકો સિંધ લેવા આવ્યા હતા, અને તેમજ હોવાથી સિંધનું રાજ્ય ઇ. સ. ૯૮૫ માં તેમના કબજામાં આવ્યું. ઇ. સ. ૧૦૨૪ માં મહમદ ગીજનવીએ સિંધ જીત્યું ત્યાં સુધી એટલે ૩૯ વર્ષ સુધી સિંધની હકુમત આ લોકના હાથમાં રહી.

## અરબ લોકોના રાજ્યમાં સિંધની સ્થિતિ.

અરબ લોકોના વખતમાં સિંધના લોકોની સ્થિતિ સારી હોય એમ માલૂમ પડતું નથી.

૧. અરબ લોકોના રાજ્યની શરૂઆતમાં દીવાની તથા હિસાબી કામ અગાઉની માફક દેશીઓનાજ હાથમાં રાખવામાં આવ્યું હતું. કારણ કે એ કામ ઉપર દેશી માણસોનીજ અખત્યારી કાયમ રાખવાથી સગવડતા લાગતી હતી. અરબલોકો સિંધના માણસોની ફોજ તૈયાર કરીને દૂરના મુલકમાં યુદ્ધ કરવાને મોકલાવતા હતા.

૨. અરબી અમલદારોને લુટફાટ સિવાય બીજું કંઇ આવડતું નહોતું. અસલ જીત પામનારા અરબ લોકોને કોઈ પણ પ્રકારનો અડચણ નહોતી. તેઓની પાસેથી બીજા માણસોની માફક કર લેવામાં આવતો નહિ; પણ ઉલટી તેઓને ઈનામમાં જાગીરો મળેલી હતી. માત્ર લડવાનું કામ હમેશાં કરવાને તેઓ બંધાએલા હતા. આ મળેલી જમીનોની આબાદીનો કારભાર પણ તે લોકોએ દેશીઓનાજ હાથમાં રહેવા દીધો. આ જીતેલા દેશનો ઘણો ભાગ અરબ લોકોએ પાક અને દેવસ્થાનને બક્ષીસ આપ્યો.

૩. અરબ લોકોના રાજ્યમાં સિંધના માણસો ઉપર કોઇ પણ વખતે મુસલમાની ધર્મનો જોરજુલમ નહોતો. આવી બરદાશ લેતા તે કંઇ ખુશીથી નહિ પણ લાચારીથીજ લેવી પડતી. સિંધના માણસોને પોતાના ધર્મ અને રસમો ઉપર ચાલવાની ગીજની અને બીજા દેશના લોકો કરતાં વધારે છુટ હતી. પણ જ્યાં જ્યાં મુસલમાનોનું જોર ચાલતું ત્યાં ત્યાં પોતાનો ધર્મ વધારવામાં અને બનતો જુલમ કરવામાં એ લોક કચાશ રાખતા નહિ.

૪. અરબી લોકોએ જ્યાં લાગ ફાવ્યો ત્યાં તો કચાશ જરાપણ રાખી નથીજ દેવળબંદરમાં હિંદુઓના દેવાલયો તોડી પાડી તે પર મસજિદો બંધાવી અને શહેરમાં ત્રણ દિવસ સુધી કતલ ચલાવી. નેરૂનકોટના લોકોએ ખુશીથી તેમની આણ માની હતી છતાં તેમની પણ તેવીજ દશા કરી. અલોરમાં કતલ કરી નહોતી તોપણ ત્યાંના લોકો ઉપર બહુજ ભારે કર રાખવામાં આવ્યો હતો.

## અરબોની પેદાશ.

મુસલમાન હાકેમોને સિંધમાં પેદાશના મુખ્ય ત્રણ રસ્તા હતા (૧) જમીનનો કર (૨) માથાવેરો અને (૩) ધમર્ગ (બંદરની જકાત) પણ અરબોના દિવસમાં સિંધની પેદાશ ઘણું કરીને જમીનનો કર હતો. સિંધ અને મુલતાનની પેદાશ આ ત્રણ જાતના કરમાંથી એક કરોડ પંદર લાખ દ્રામ (૧૧૫૦૦૦૦૦) કે સુમારે સત્તાવીસ લાખ (૨૭૦૦૦૦૦) રૂપીઆ હતી. ખલીફાઓ તરફથી હકુમત કરતા સિંધના હાકેમો ફીઉલ-હકીતમકાતેદાર (ખરેખરા ઇજારદાર) હતા. તેઓ મુકરર કરેલી અમુક રકમ ઉપર સિંધનો ઇજારો લેતા હતા. અને તેટલા પૈસા ખલીફાઓને પહોંચાડતા હતા. પોતે પછળથી વસુલ કરી પોતાના કામમાં લેતા. શરાબ, માછલી, ખજુર, અંગુર અને બગીચાઓની ઉપજ ઉપર પણ કર હતો.

## માથા વેરો એટલે જજીઆ વેરો.

માથા વેરાનો કર મુસલમાનો સિવાય બિજા બધા પાસેથી વસુલ કરવામાં આવતો હતો. આ કરની વસુલાત કરવામાં ચૂકવું તેને અરબલોકો કુફર એટલે અધર્મ સમજતા હતા.

પહેલા ખલીફા ઉમરના દિવસોમાં દર તવંગર માણસ ઉપર દર વર્ષે ૪૮ દ્રામ કર ઠેરાવ્યો હતો અને દર મહેનતુ માણસ પાસેથી ૧૨ અને મધ્યમ સ્થિતિના માણસ પાસે ૨૪ દ્રામ લેવામાં આવતા. સ્ત્રીઓ અને બાળકો વગેરે જેઓ રળવાને અશકત હતાં તેમની પાસેથી આ કર લેવામાં આવતો નહિ. વળી કેટલીક એક જાતો

પાસેથી તો નવાઈ જેવા કર લેવામાં આવતા હતા. દાખલા તરિકે જત લોકો કે જેઓ સેવણની નજદીક અરલની પેલી પાર રહેતા હતા તેઓ જ્યારે હાકેમની તાજીમ કરવા અને માન આપવાને આવતા હતા ત્યારે સાથે એક કૂતરો હાકેમને ભેટ મૂકવા લઈ આવતા. આવી રીતે તરેહ તરેહના કરો ભાટીઆ, લુહાણા, સોની, જાંદાર, માછી અને ઘોરની જાતો પર નાંખવામાં આવતા.

## ઉમર બીજાના માથા વેરાની રીત.

જ્યારે ઉમર બીજો ખલીફો થયો ત્યારે તેને ઉપરનો કર થોડો લાગ્યો. તેથી તેણે માણસોની પેદાશ અને જરૂરી ખર્ચ કેટલો થાય છે તે જોઈ ખરચની રકમ બાદ જતાં બાકી જે વધે તે તમામ માથા વેરાના કર પેટે ઉઘરાવવાનો પોતાનો હક છે એમ જાહેર કર્યું. આ બાબદમાં પણ જે માણસો મુસલમાની ધર્મ સ્વીકારતા તેમની પાસેથી ઉપલો કર લેવામાં આવતો નહિ. માત્ર મુસલમાનો ઉપર તો તે ધર્મ પ્રમાણે ધર્માદા ટીપ અને સેંકડે અઢી રૂપીઆ જકાતજ લેવામાં આવતી. આ સિવાય તેઓના ઉપર બીજી સખ્તાઈ નહોતી.

## અરબોના વખતમાં સિંધનો વેપાર.

અરબોના દિવસોમાં સિંધનો વેપાર કંઈ કમી થયો નહોતો. અરબ લોકોએ વેપાર એકદમ છોડી દીધો નહિ પણ ઉલટો કાફલાઓની મદદથી ખુરાસાન, ઝાબલીસ્તાન, અને સુજસ્તાન સાથે કંદાર અને ગીજનીના રસ્તાથી વેપાર ચલાવ્યો. સમુદ્રની વાટે પણ વેપાર ઘણો ચાલતો જેમ કે સિંધમાંથી જે જણસો તુર્કસ્તાન અને ખુરાસાન જતી હતી તે ઘણું કરીને ચીન, સિલોન

અને મલબારમાંથી આવતી હતી. સિંધુનદીપર વહાણો બનાવવા સારૂ લાંકડું પણ ત્યાંથીજ આવતું હતું. અરબસ્તાનથી ઘોડા અચે મોતી પણ સિંધમાં વેચવા માટે લાવતા હતા.

## અરબોનો ઈનસાફ,

બે મુસલમાનો વચ્ચે લડાઈ થતી તો તેનો ઈનસાફ કાઝીપાસે શરીઅત ( મુસલમાની ધર્મના કાંનુનો ) પ્રમાણે થતો હતો. જો એક હિંદુ અને એક મુસલમાન લડતા તો પણ ઈનસાફ કાઝીજ શરીઅત પ્રમાણે કરતો પણ જ્યારે બે હિંદુઓ લડતા તો તેઓનો ઈનસાફ હિંદુ પંચો કરતા. કેટલીએક જાતોને સારાં લૂગડા પહેરવાની અને ઘોડે ચડવાની મના હતી. તેઓ બિચારા માથામાં ટોપી કે પાઘડી ઘાલી શકતા નહિ. તેમજ પગમાં જોડા પણ પહેરી ન શકતા. બીજા કેટલાએકને તો વેઠીયા તરીકે મુસલમાની કાફલાઓના રક્ષક થવાનો હુકમ ફરમાવેલો હતો. ખલીફા ઉમરના વખતથી દેશી લોકોને એવો હુકમ કરવામાં આવેલો કે હરકોઈ મુસલમાન મુસાફરની તેઓએ ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સૂધી પરોણા ચાકરી કરવી.

## અરબ લોકો પછી સિંધના હાકેમો.

ઈ. સ. ૧૦૨૪ માં જ્યારે સુલતાન મહમદ ગીજનવી એ હિંદુસ્થાનપર ચડાઈ કરી ત્યારે સિંધનું રાજ્ય એક હાકેમના તાબામાં હતું. જેનું નામ ખલીફા કાદર બાહ્યાઅભાસ અહમદ હતું. આ વખતે મહમદ ગીજનવી એ પોતાના વજીર અબદુલરીઝાકને સિંધ લેવા સારૂ તૈયાર કર્યો. મુલતાન તો આગળથીજ મહમદ

ગીજનવીના તાબાંમાં આવ્યું હતું તેથી અબ્દુલરીઝાક ત્યાંથી ધસારો કરીને ઠેઠ સેવણ અને ઠઠ્ઠા સુધી આવી પહોંચ્યો અને ફતેહ મેળવવામાં તેને કોઇ પણ વાતે અડચણ આવી નહિ.

મહમંદ ગીજનવી પછી કેટલાક દિવસે ગીજનીનો હાકેમ અલદુલરશીદ થયો, પણ તે બિચારો એક શોખીન જીવડો હતો, એશઆરામ સિવાય બીજું કંઇ તેને ગમતું નહિં. આ જોઇને સિંધના સુમરાં લોકોએ તાબેદારી છોડી દીધી અને તેઓએ અબનસુમાર નામનો પોતાનો એક હાકેમ ઉભો કર્યો. આ માણસ ઈ. સ. ૧૦૩૨ માં મુલતાનનો હાકેમ હતો. પોતે સુમરાવંશનો છે એમ જાણી તેણે સિંધમાં સુમરાઓના વંશનું રાજ્ય સ્થાપ્યું. આ હાકેમે અક્કલ અને હોશીઆરીથી રાજ્ય ચલાવ્યું. એની હકુમત વિષે લોકોના જૂદા જૂદા વિચાર છે. ઈ. સ. ૧૦૫૧ સુધી સુમરાઓ માત્ર નામનાજ ગીજનવી વંશના તાબામાં હતા. એમ જણાય છે કે એ મુદત સુધી તેઓ તાબેદારીની નીશાની ખાતર માત્ર કર આપતા આવતા હતા.

## સુમરાઓનું રાજ્ય ઈ, સ. ૧૦૫૧,

સુમરા અસલ હિંદુ રજપૂત હતાં, ગીજનીમાં જ્યારે ઉથલપાથલ થઇ ત્યારે બીજા ખંડીયા સરદારોની પેઠે સુમરાઓ પણ ઈ. સ. ૧૦૫૧ માં પોતાની સત્તા સિધમાં બેસાડવા લાગ્યા. તેમની હકુમત ઘણા દિવસ સુધી ચાલી, ને તેઓની રાજ્યગાદી ઠઠ્ઠામાં હતી આ વંશમાં કેટલાએક હાકેમો બળવાન અને શૂર થઇ ગયા છે તેમાં દોદો અને ખરીફ મુખ્ય છે.

## દોદાનું રાજ્ય.

અબનસુમારના પછી તેનો દીકરો દોદો ગાદી ઉપર બેઠો દોદાએ પોતાનું રાજ્ય નસરપુર સુધી વધાર્યું.

## ખરીફની હકુમત.

દોદાનો પછી એ વંશમાં ખરીફના જેવો નામદાર હાકેમ બીજો કોઈ થયો નથી. ખરીફે ઠઠ્ઠાને પોતાની રાજ્યધાનીનું સ્થળ કર્યું અને સરહદ ઉપરની બલુચી, સોઢાઓ અને જાડેજાઓ વગેરે જાતોને હરાવી વશ કરી આ હાકેમે શૌર્ય વાપરી પોતાની હકુમતનો ફેલાવ એટલો વધાર્યો કે કચ્છને પણ સિંધની હકુમતમાં લાવી મૂક્યું. સોઢા લોકોને મારીને વશ કરી તેમનું ઉમર કોટ એ લીધું અને સિંધની હદ સિંધથી નસરપુર સુધી કાયમ કરી. ટુંકમાં એટલું કે આ રાજા એવો જબરો હતો કે તેના વિષે ઘણા લોકોએ વાતો સાંભળી હશે. સમા જાતના મગરૂર અને નામીચા લોકો પણ આ હાકેમના તાબામાં હતા.

## સુમરાઓના રાજ્યની પડતી અને સમાઓનો ઉદય ઈ. સ. ૧૩૫૧.

ખરીફના મરણ પછી સુમરાઓના વંશનું દિવસે દિવસે જોર ઘટતું ચાલ્યું. એ લોકોએ પાછળથી પોતાનું રાજ્ય આખા સિંધ ઉપર ચલાવ્યું હોય એવું સ્પષ્ટ માલૂમ પરંતુ નથી. કેમકે હમેશાં કેટલાએક સરદારો તો આપ આખત્યારથીજ રહેતા આવતા હતા.

વળી એ લોકોના વખતમાં ગોરી, ખીલજી અને તઘલખ વંશના હાકેમોની સિંધપર એક પછી એક ચઢા-

ઈર્ષા થયાંજ કરતી હતી આથી એ વંશના છેલા રાજાઓ ઘણા નબળા પડી ગયા હમીર સુમારો જ્યારે જુલમ કરવા માંડયો ત્યારે સમા લોકોએ સામે થઈ તેનો જીવ લીધો. અને પોતાના સરદાર જામઉનડને ગાદીપર બેસાડયો. ઇ. સ. ૧૩૫૧ માં આ પ્રમાણે તે વખતથી સિંધમાં સમા લોકોની હકુમત ચાલી.

## સમાઓનો ઉદય ઈ. સ. ૧૩૫૧

## સમાઓની ઉત્પત્તિ,

સમા લોકો સિંધમાં મહમદ બિન કાસીમના હિવસોથી હતા. ચચના વખતમાં દેવળની હકુમત તેના તરફથી સમા જાતના સામભા નામે હિંદુના હાથમાં હતી. સમા અસલ બુદ્ધ કે હિંદુ રજપૂતો હતા. પણ સુમારે ઇ. સ. ૧૩૯૧ માં તેઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો. તેમની ગાદીનું શહેર સમાનગર હતું આ શહેર પહેલાં સિંધુનદીના કિનારાઉપર હાલના સેવણ શહેરનો જગ્યાએ બાંધેલું હતું. પણ આ વંશના શાહજાદા ઠઠ્ઠામાં રહેતા તો પણ તેમની ગાદી સમઈ શહેરમાં હતી. સમઈ શહેર મકલીનો ટેકરીઓની નીચે ઠઠ્ઠા શહેરનો વાયવ્ય કોણે આવેલું હતું. ધીમે ધીમે તેઓની ગાદીનું સ્થળ ઠઠ્ઠા થયું. આ વંશના હાકેમો જામ એવી ઓડકથી ઓળખાતા હતા.

## જામઉનડની હકુમત.

આ વંશના પહેલા રાજા જામઉનડે ૩॥ ( સાડેત્રણ ) વરસ રાજ્ય ચલાવ્યું. એમ જણાય છે કે આખો સિંધ તેના કબજામાં હતો નહિ. ખબર અને તેની

આજુબાજુનો ઘણો મુલક તુરકોના હાથમાં હતો. તેઓના હાકેમ મલીકફીરોજ અને અલીશાહ હતા.

## જોનાહ સમાનું રાજ્ય.

જામઉનડના મરણ પછી જોનાહને ગાદીએ બેસાડયો. આ હાકેમે બખર શહેર જીતી લીધું અને તુર્ક હાકેમોને ઉંચના કિલ્લા તરફ લાચારીથી પાછું ફરવું પડયું.

## જામ તમાચીના રાજ્યની પડતી.

જામઉનડના દીકરા જામ તમાચીના વખતમાં દિલ્લીના બાદશાહના લશ્કરે જબરદસ્તીથી બખરનું શહેર પોતાના કબજામાં આણ્યું અને જામ તમાચીને એના કુટુંબ સહિત કેદ કરી દિલ્લી લઇ ગયા. ત્યાં તે મરણ પામ્યો. પણ તેનો છોકરો જામ ખેરૂલદીન બાપની ગાદીએ બેઠો. ખેરૂલદીનની પછી તેના છોકરા જામ બાબુનીઆના રાજ્યમાં દિલ્લીના બાદશાહ ફીરોઝ તઘલખે ઇ. સ. ૧૩૭૨ માં સિંધ ઉપર ચડાંઈ કરી આથી સિંધના હકેમો લાચાર થઇ તાબે થયા. પણ આ તાબેદારી માત્ર નામનીજ હતી. જામ બાબુનીઆની પછી તેનો ભાઇ જામ તમાચી અને ત્યાર પછી જામ સલાહુદીન ગાદીએ બેઠો.

## જામ સલાહુદીનનો રાજ્ય,

જામ સલાહુદીને એક ચડાઈ કચ્છ ઉપર કરી અને વિજય મેળવી ઘણો માલ લુટીને લઈ આવ્યો. સલાહુદીન પછી એ વંશના બીજા દશ હાકેમો થયા પણ તેઓના રાજ્યના વખતમાં નીચે બતાવેલી વાત સિવાય બીજા કંઇ પણ ઐતિહાસિક બનાવો બન્યા નથી.

જામ નીઝામુલદીનના છેલ્લા દિવસોમાં અર્ગુન વંશીઓ બહાર પડયા. તેઓમાંના શાહબેગ નામના અર્ગુન કંદારથી આવીને સિંધના કેટલાએક ગામો ઉપર હુમલો કર્યો. પણ જામના લશ્કરે તેઓને એવી હાર ખવરાવી કે જ્યાં સુધી તેમનું રાજ્ય રહ્યું ત્યાં સુધી તેઓને પાછા આવવાની હિમ્મત ચાલી નહિ.

## સમાવંશના રાજાઓના નામ.

### ઇ. સ. ૧૩૫૧ થી ઇ સ. ૧૫૨૧ સુધી.

૧ જામ ઉનડ. ૨. જોનાહ. ૩ જામ તમાચી પહેલો. ૪ ખેરઅલ્લીદીન. ૫ બાબુનીઆહ. ૬ તમાચી બીજો. ૭ સલાહુદિન. ૮ નિઝામુલદીન પહેલો. ૯ અલ્લીશેર. ૧૦ કરાન. ૧૧ જામફતેહખાન. ૧૨ તઘલગશાહ ૧૩ સિકંદર. ૧૪ રેઘહાન રેઘડાન. ૧૫ સાંજર. ૧૬ નિઝામુલદીન બીજો. ૧૭ જામ ફેરોઝ ઉર્ફે જામનંદો.

સમા રજપૂત યાદવ વંશના હતા. એમ જણાય છે કે તેઓ માંભુની કોમમાંથી ઉત્પન્ન થયા હતા; જે કોમની સિકંદર ઝુલકરનિનને પણ ખબર હતી. સમાઇ ઇ. સ. ૧૩૯૧ માં મુસલમાન થયા. તેઓના વંશના સમેજા અને જાડેજા લોક હાલ કચ્છમાં છે આ વંશની સમાપ્તિ ઇ. ૧૫૨૧ માં થઇ.

## અર્ગુન વંશનું રાજ્ય.

ત્યાર પછી સિંધમાં અર્ગુન વંશના હાકેમો થયા તે વંશનું નામ અર્ગુનખાન તરખાન પરથી નીકળેલું છે, આ માણસ ચંગીઝખાનના પૌત્ર હુલાખુનો પૌત્ર હતો. આ વંશમાં શાહબેગઅર્ગુન જેના બાપનું નામ ઝાલનુન

અર્ગુન હતું, તે સિંધનો પહેલો હાકેમ થયો તે પહેલાં ખુરાસાનનો હાકેમ હતો પણ તેને ત્યાંથી બાબરબાદશાહે હરાવીને નસાડી મૂકયો જેથી નિર્બળ થઇ થોડાં માણસ સાથે સિંધમાં લૂટફાટ કરવા નીકળી પડયો. સિંધ આવ્યા પછી થોડા વખતમાં પોતાનું જોર વધારી સમાઓની રાજ્યધાની ઠઠ્ઠા ઉપર હુમલો કર્યો. તે વખતના ઠઠ્ઠાના હાકેમ જામ ફીરોઝને હરાવીને ઇ. સ. ૧૫૨૦ માં આખા શહેરમાં લૂટ ચલાવી. થોડા વખત પછી શાહબેગ અર્ગુન અને જામફીરોઝ સમાની વચ્ચે સલાહ થઇ, તેની સરતો પ્રમાણે ઠઠ્ઠાથી સખ્ખર સુધીનો સિંધ દેશનો ભાગ જામના હાથમાં રહ્યા અને લક્કીની ઉત્તર તરફનો ભાગ શાહબેગ અર્ગુનને મળ્યો.

## ટલટીનું યુદ્ધ.

કેટલાએક સમાલોકો આ સલાહની વિરૂદ્ધ થયા અને તેથી ઇ. સ. ૧૫૨૧ માં સેવણની નજદીક ટલટી આગળ શાહબેગ અર્ગુન અને જામ ફીરોઝની વચ્ચે એક મોટું યુદ્ધ થયું. તેમાં સમાલોકોએ મોટી હાર ખાધી અને સેવણ શહેર શાહબેગ અર્ગુનના હાથમાં આવ્યું. ત્યાર પછી તેણે બખર શહેરના ધારેજા લોકો ઉપર હુમલો કર્યો અને બખરનો કિલ્લો સર કર્યો. બખરની ટેકરી પસંદ પડવાથી પોતાનું રહેઠાણ ત્યાંજ કર્યું અને અલોરનો કિલ્લો તોડાવી તેની પાકી ઇંટો લાવીને બખરમાં કિલ્લો બનાવ્યો. તથા બખરના સૈયદોને ત્યાંથી કાઢી રોહરીમાં તેઓને નવાં ઘરો બનાવવા સારૂ જમીન આપી

ઇ. સ. ૧૫૨૨ માં શાહાબેગ અર્ગુને ગુજરાત લેવાનો વિચાર કીધો પણ એટલામાં તે મરણ પામ્યો અને તે

વિચાર તેના મનમાંજ રહી ગયો. શાહબેગ ફક્ત લડાઈમાંજ શૂરો હતો એમ નહોતું પણ તે સિવાય તેણે મુસલમાની ધર્મી પુસ્તકો જેવાં કે હદીસ અને સ્કહની વિદ્યાનું સારી રીતે જ્ઞાન મેળવ્યું હતું. અને કેટલાં એક ધર્મી પુસ્તકોનું ભાષાંતર પણ કર્યું હતું.

### મીરઝાં શાહહુશેન ઈ. સ. ૧૫૨૨

શાહબેગના મરણ પછી એનો મોટો છોકરો મીરઝાં શાહહુશેન સિંધનો હાકેમ થયો. ગાદીએ બેઠા પછી થોડા વખતમાં તે નગર ઠઠ્ઠા તરફ રવાના થયો. આ વખતે જામફેરોઝ જો કે ઉપરથી તાબેદાર જણાતો હતો પણ અંદર ખાનેથી લશ્કર એકઠું કરી લડાઈની કોશેશ કરતો હતો. પણ જ્યારે તેણે શાહહુસેનને ઠઠ્ઠામાં જોયો ત્યારે તરતજ તેને કચ્છ તરફ ભાગી જવું પડયું ત્યાંથી પણ જામ રોઝ લશ્કર એકઠું કરી પાછો આવ્યો અને ગનીમનો ( દુશ્મનની ) સામે થયો, પણ તેમાં તેનો પરાજ્ય થયો. અને ગુજરાત તરફ નાસી જઇ થોડા દિવસમાં મરણ પામ્યો.

ઉબાવડાના માછીઓ તથા દહેરા અને માથેલાના મહારેન જાતના લોકો એક બીજાની અંદર લડતા અને હુલ્લડ કરતા હતા. આ લોકોને શાહહુસેને પુરતી રીતે શિક્ષા કરી.

ઈ. સ. ૧૫૨૯ માં મીરઝા શાહહુસેને મુલતાન અને ઉચનાં શહેરો જીતી લઈ ત્યાં લૂટ ચલાવી. દીલાવરનો કિલ્લો પણ તેજ સાલમાં હાથ કર્યો. ઠઠ્ઠામાં આવ્યા પછી તેને માલૂમ પડયું કે કચ્છમાં કાંગર નામે એક સરદાર એની સાથે લડાઈ કરવાની તૈયારી કરે છે. જેથી

તે તરતજ ત્યાં ગયો. ત્યાં ગયા પછી શાહાહુસેને જય મેળવ્યો અને ઘણા કેદીઓ તથા લૂટનો સામાન લઈ પાછો આવ્યો.

મીરઝાં શાહાહુસેને ગાદી ઉપર બેસતાંજ બાબર-બાદશાહ સાથે સલાહ કરી હતી. ઇ. સ. ૧૫૪૦ માં શેરખાન પઠાણે હુમાયુ બાદશાહને દિલ્હીમાંથી હાંકી કાઢયો હતો. આ વખતે સિંધમાં મીરઝાં શાહાહુસેનની હકુમત ચાલતી હતી. હુમાયુ બાદશાહને આ બાદશાહની નીચે ત્રણ વરસ સુધી સિંધમાં આશરો લેવો પડયો. એ અરસામાં ઉમરકોટ શહેરમાં પ્રખ્યાત બાદશાહ અકબર જન્મ પામ્યો. હુમાયુ બાદશાહે સિંધમાં બખરનો કિલ્લો લેવાની કોશેશ કરી હતી પણ નિષ્ફળ થવાથી તેને જોધપુર જવાની ફરજ પડી. ઇ. સ. ૧૫૪૨ માં હુમાયુ બાદશાહ પાછો ઉમરકોટથી સિંધમાં આવ્યો અને એકવાર ફરીથી સિંધ લેવાની કોશેશ કરી પણ તેમાં એ હાર ખાવાથી કંદાર ચાલ્યાં જવું પડયું.

મીરઝાં શાહાહુસેને પોતાનું રાજ્ય ઘણી ચાલાકી અને પ્રબળતાથી ચલાવ્યું તેણે બધી જાતોને તાબે કરી અદબમાં રાખી હતી. આ હાકેમ ૩૨ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૫૫૪ માં મરણ પામ્યો. તેના રાજ્યમાં વિદ્યા હુન્નરને ઘણો આશરો આપવામાં આવ્યો હતો. ઘણા લોકો ઊંચી કેળવણી મેળવી ફિલસુફ અને કવિઓ થયા હતા. બાદશાહ પંડે પણ વિદ્વાન અને દાના માણસ હતો. તેને એક પુત્ર હતો પણ તે બાલ્યાવસ્થામાં મરી ગયેલો હોવાથી તેની પાછળ તેના વંશનો કોઇ વારસ ગાદીને માટે રહ્યો નહિ.

## તરખાન વંશનું રાજ્ય.

### મીરઝાંઇશાહ અને સુલતાન મહમદ ઈ. સ. ૧૫૫૪

મીરઝાં શાહહુસેનના મરણ પછી સિંધની હકુમતના તૂટીને બે ભાગ થયા. મીરઝાંઈશાહ ઠઠ્ઠાનો હાકેમ થયો અને સુલતાત મહમદ બખરમાં કાયમ રહ્યો. આ બન્ને જણા પહેલાં મીરઝાંશાહુસેન અર્ગુનની તાબેદારીમાં સરદાર હતા. મીરઝાંઈશાહ તરખાન વંશનો હતો. એ વંશમાં ફક્ત ત્રણ જણાએ હકુમત ચલાવી છે.

( ઠઠ્ઠાની નૈઋત્ય કોણે મોટાં મોટાં કબરસ્તાનો મક્લીની ટેકરી ઉપર જોવામાં આવે છે. તેમાં હજી એક મોટું કબરસ્તાન છે તેને મીરઝાંઇશાહની રાંક કરીને કહે છે. તે બધી જોવા લાયક જગ્યાઓ મીરઝાંઈશાહના-વખતમાં બંધાયલી જણાય છે. )

### મીરઝાં મહમદબાકી.

મીરઝાંઇશાહના પછી મીરઝાંમહમદબાકી ગાદીપર બેઠો. એના વખતમાં કોઇ પણ માણસ સુખશાન્તિમાં રહી શકયું નહિ. સુલતાન મહમદ અને બખરવાળી બળવાખોર જાતો તથા સરદારો વચ્ચે હમેશાં ઝગડો ચાલ્યાં કરતો હતો. છેવટે બેહોશ થઇ કંટાળી મહમદબાકીએ અપઘાત કર્યો. તેના મરણ પછી તેનો દીકરો મીરઝાં જાનીબેગ બધા અમલદારો અને અમીરોની ઈચ્છા હોવાથી નગઠઠ્ઠાનો હાકેમ થયો.

### મીરઝાં જાનીબેગ ઇ. સ. ૧૫૭૧.

મીરઝાં જાનીબેગે પોતાનું રાજ્ય ઘણી સારી રીતે ચલાવ્યું. લોકોને તે ઘણો પ્રીય થઇ પડયો હતો. એના

વખતમાં દિલ્લીની ગાદી ઉપર પ્રખ્યાત બાદશાહ અકબર બીરાજતો હતો તેણે સુલ્તાન મહમદની દીકરી સાથે લગ્ન કર્યું.

## દિલ્હીના બાદશાહનું સિંધમાં આવવું અને બખરનું લેવું

ઈ. સ. ૧૫૫૭ માં જ્યારે સુલતાન મહમદ નિર્વંશ મરણ પામ્યો ત્યારે શરીઅત પ્રમાણે બખર અકબર બાદશાહના હાથમાં આવ્યું. તેણે એ મુલક પોતાના સરદારોને જાગીર તરીકે બક્ષીસ કર્યો. પણ અકબર તરફથી બખરમાં જે નવાબ રાખવામાં આવ્યો હતો તેની અને ઠઠ્ઠાના હાકેમની વચ્ચે દુશ્મનાઈ ચાલતી હતી.

## ખાનખાનાન.

ઈ. સ. ૧૫૮૯ માં જ્યારે અકબર બાદશાહ લાહોરમાં આવ્યો હતો ત્યારે તેને મીરઝાં જાનીબેગની હઠ માલૂમ પડવાથી પોતાના સરદાર ખાનખાનાંને લડાઈ કરવા માટે તૈયાર કરવો પડયો. ખાનખાનાં અને જાનીબેગની વચ્ચે બે ચાર લડાઈઓ થઈ. એક લડાઈ સેવણ શહેરની નજીક છ ગાઉ ઉપર સિંધુ નદીનાં વહાણો પર લડવામાં આવી, પણ તેમાં કોઈની હાર જીત થઈ નહિ.

## ઉનડપુર આગળનું યુદ્ધ.

આખરે ઈ. સ. ૧૫૯૦ માં ઉનડપુર આગળની લડાઈમાં જાનીબેગ હાર્યો ને તાબે થયો. આ વખતથી ( ઈ. સ. ૧૫૯૦ થી ) સિંધની હકુમત અકબર બાદશાહના હાથમાં આવી. પણ ખાનખાનાંએ મીરઝાં જાનીબેગની ચંચળતા, હોંશીઆરી અને શૌર્ય જોઈ અકબર

બાદશાહ આગળ તેની સિફારશ કરી. જેથી અકબર બાદશાહે મીરઝાં જાનીબેગને રૂબરૂ બોલાવીને પોતાની તરફથી પાંચ હજાર માણસની ફોજની અખત્યારી આપી ઠઠ્ઠાની હકુમત પાછી સોંપી. મીરઝાં જાનીબેગની પછી એ વંશના ઘણાં સરદારોએ દિલ્હીના શહેનશાહો તરફથી લાંબા વખત સુધી સિંધની હકુમત ચલાવી.

## દાઉદ પોત્રા.

ઈ. સ. ૧૬૦૫ માં અકબર બાદશાહનું મરણ થયું ત્યારથી તે નાદીરશાહ ઇરાનીએ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી (ઈ. સ. ૧૭૩૯) ત્યાં સુધીનું પૂરતું વર્ણન ઇતિહાસ લખનારાઓએ આપ્યું નથી, પણ માત્ર એટલુંજ જણાય છે કે દાઉદખાનના વંશજો જેઓ દાઉદપોત્ર નામે ઓળખાય છે તેઓએ શિકારપુર શહેર વસાવ્યું દાઉદપોત્રાઓમાંથી કેટલાએક ખેતીનો ધંધો કરતા હત અને કેટલાએક લડાઈના કામમાં રોકાયલા હતા. પણ આ જંગલી લોકોને એકની એક જગ્યાએ રહેવું ન ગમવાથી જંગલોમાં ભટકતા ફરતા હતા. તેઓમાંથ કેટલાએક ખાનપુરમાં રહેતા હતા, કેટલાએક તરાક શહેરના રહેવાશી હતા અને બાકીના સખરની આજુબાજુનાં ગામોમાં પોતાનો ગુજરો કરતા હતા, સખરવાળી દાઉદપોત્રાની ટોળીએ ઇ. સ. ૧૬૦૩ માં મહારનની જાતના લોકો સાથે એક મોટી લડાઇ કરી મહારનની જાતના લોકો બધા હિંદુ હતા. પણ પાછળથ તેઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો હતો. તેઓને મોટો સરદાર શેરખાન નામે હતો. તેની રાજ્યધાનિ બકકીના શહેરમાં હતી. આ શહેર તેઓએ જાતે ઉસ

નામે બલોચી જાત પાસેથી છીનવી લીધું હતું ઉપર કહેલી લડાઇમાં દાઉદપોત્રાઓએ ઘણી અડચણ વેઠયા પછી મહારન જાતના લોકોને હરાવ્યા. આ વિજય પછી તરતજ તેઓએ શિકારપુર શહેરની સ્થાપના કરી.

## ઠઠ્ઠામાં અંધાધુંધી.

અર્જુન અને તરખાન વંશનો નાશ થયા પછી ઠઠ્ઠા ગામમાં જૂદાજૂદા હાકેમોને પોતપોતામાં અણ બનાવ થવાથી રાજ્યમાં કેટલોએક વખત અંધાધુંધી ચાલી અને તંટાફિસાદ થવા લાગ્યા. પણ જ્યારે દિલ્હીની ગાદી ઉપર શાહજહાન બાદશાહ આવ્યો ત્યારે તેણે ચતુરાઇથી સિંધ માટે નવાબ બરોબર દિલ્હીથીજ મુકરર કરીને મોકલાવ્યો. અને તેજ પ્રમાણે વારંવારું મુકરર થવાથી સિંધની નવાબીનો વંશપરંપરાનો હક્ક બંધ થયો.

## કલ્હોરાઓની સુબેદારી.

ઇ. સ. ૧૭૩૯ માં દિલ્હીનો બાદશાહ મહમદશાહ હતો તેના તરફથી નગરઠઠ્ઠાના સુબેદાર તરીકે કલ્હોરા જાતના નુરમહમદને મુકરર કરવામાં આવ્યો.

## કલ્હોરા અને તેઓની ઉત્પત્તિ.

કલ્હોરા લોકો પોતાની ઉત્પત્તિ મુસલમાનોના પેગંબરના કાકા હઝરત અબાસથી સમજે છે. પણ ખરી રીતે તો તેઓ કમબાથાના રહેવાશી મહમદ વંશના છે. તે મહમદે ઇ. સ. ૧૨૦૪ માં નાસિરૂલદીન કબાચી (જે સિંધના ઉત્તરવાળા મુલકનો હાકેમ થઇ ગયો છે). ના વખતમાં પ્રખ્યાતી મેળવી હતી. મહમદે કેટલાએક પ્રખ્યાત સરદારોની સાથે સગપણ કર્યું હતું. દાઉદ પોત્રાઓ પણ મહમદનાં દીકરાઓનાજ વંશના હતા.

## આદમશાહ કલ્હોરો.

અમાલ્વોકોના દિવસોની શરૂઆતમાં કલ્હોરા લોકો પોતાનું જોર અને સત્તા વાપરવા લાગ્યા હતા. આદમશાહ કલ્હોરો ઇ સ. ૧૪૫૦ માં ચાંદકા પરગણામાં એક મઝબી (ધર્મી) કોમનો મુર્શીદ (શિક્ષાગુરૂ) થયો. તેથી ઇ. સ. ૧૬૫૮ માં તો કલ્હોરાઓનું ખાનદાન ઘણું પ્રખ્યાત થઇ ગયું. અને પોતાના મુર્શીદપણાના બળથી મોટી જમીનદારી મેળવી. આદમશાહે પોતાનું એટલું બધું નામ કાઢયું હતું કે તે ઉપરથી મુસલમાન હાકેમને ઘણી રીસ ચડી. અને ગુસ્સે થઇ તેણે આદમશાહ ઉપર હુમલો કર્યો અને તેના ખાદમો (શિષ્યો) ને નસાડી મૂકી આદમશાહને કેદ કર્યો અને પાછળથી મારી નંખાવ્યો.

આદમશાહના ફકીરો ઉપર તે વખતના હાકેમો ઘણો જુલમ કરતા અને અડચણો કરતા. પણ તેથી તેઓ ઉલટા અડચણો વેઠી વેઠીને લડાઇના કામથી વાકેફ થતા ગયા અને આખરે ઇ. સ. ૧૬૫૮ માં નઝર માહમદ કલ્હોરાના હાથતળે તેઓ વગર અડચણે મુગલોની સામે થઇ શકયા. અને પોતાનું રાજ્ય બરાબર ચલાવ્યું. સારાંશ કે સત્તરમી સદીની આખર સુધીમાં તો કલ્હોરા લોકો ઘણા પ્રબળ થઇ જમીનદાર થયા અને પોતાની આસપાસના પ્રદેશમાં લુટફાટ કરવા લાગ્યા. પણ તેમાંથી ઘણા ઝગડા ઉઠયા અને તેથી તેઓને કેટલો એક વખત સુધી સિંધ છોડી દેવાની જરૂર પડી.

## યારમહમદની હકુમત.

આખરે એ વંશની પાઘડી મીયાં યારમહમદ ઉપર આવી ત્યારે તેણે સરાઈ લોકો એટલે ટાલપુરોની મદદથી તજવીજ કરી શીકારપુર શહેર લીધું અને તેમાં પોતાનું રેહઠાણ કર્યું. ત્યાર પછી દિલ્હી જઈને હિંદુસ્તાનના બાદશાહ ઓરંગઝેબને શરણે થયો ત્યાં તેણે બાદશાહને બહુ ખુશ કર્યો તેથી બાદશાહે તેને ખુદાયાર ખાનનો ખીતાબ તથા એક જાગીર આપી ઈ. સ. ૧૭૧૧ માં યારમહમદે કંડયારા, લાડકાણા અને સીબીનાં પરગણાં જેમાં શિકારપુર અને સખરના શહેરો હતાં તે હાથ કર્યાં.

ઈ. સ. ૧૭૧૯ માં યારમહમદ બે દીકરા મૂકી મરણ પામ્યો. તેમાંથી મીયાં નુરમહમદે મહમદશાહ બાદશાહની ખીજમત કરી. કલાતના હાકેમ મીર અબદુલાએ તેને ત્યાંથી હાંકી કાઢયો પણ મહમદશાહ બાદશાહે તેને ખીજમતના બદલામાં ઈ. સ. ૧૭૩૬ માં સિંધનો નવાબ મુકરર કીધો.

## નુરમહમદની હકુમત.

નુરમહમદે દાઉદ પોત્રાઓ પાસેથી નિહારનું પરગણું લીધું અને સેવણ તથા તેની અજુબાજુનાં ગામો હાથ કર્યાં. એ પ્રમાણે નુરમહમદે મુલતાનથી ઠઠ્ઠા સુધી પોતાના રાજ્યની હદ વધારી પણ તે બખરનો કિલ્લો અને તેને લગતાં પરગણાં હાથ કરી શકયો નહિ. ઈ. સ. ૧૭૩૯ સુધી તે કલ્હોરાઓના હાથમાં આવ્યા નહિ. નુરમહમદે પોતાનું રાજ્ય પૂર્વમાં સિંધના રણ સુધી અને પશ્ચિમમાં બલુચિસ્તાનના પર્વતો સુધી વધાર્યું.

## નાદીરશાહની ચડાઇ અને સિંધનું ઈરાનના તાબામાં જવું.

ઈ. સ. ૧૭૩૯ ના ફેબ્રુઆરી માસમાં ઈરાનના બાદશાહ નાદીરશાહે હિંદુસ્તાન ઉપર ચડાઇ કરી અને દિલ્હીનું શહેર લીધું. તેજ વર્ષના માર્ચ મહીનામાં નાદીરશાહે સિંધુનદીના પશ્ચિમ તરફના મુલકો તથા ઠઠ્ઠા અને શિકારપુરને દિલ્હીની બાદશાહતથી જૂદા પાડી ઈરાનની બાદશાહત તળે આણ્યા. નાદીરશાહના કંદહારમાં પહોંચ્યા પછી નુરમહમદે બંડ ઉઠાવવાનો યત્ન કર્યો પણ નાદીરશાહે તેને સજા કરવા સારૂ પંજાબ તથા સિંધ ઉપર હુમલો કર્યો. આ હુમલાનું ખરૂં કારણ એ હતું કે બે વરસ ઉપર કલ્હોરાઓએ ઠઠ્ઠામાં સાદિક અલીનામે એક નિર્બળ સુબેદારને ત્રણ લાખ રૂપીઆથી ઠઠ્ઠાનું શહેર આપવા સારૂ લલચાવ્યો હતો. નાદીરશાહને આથી ઘણી રીસ ચડી અને તેણે હુમલો કર્યો. ઈ. સ. ૧૭૩૯ માં નાદીરશાહના આવવાની સાથેજ નુરમહમદ ઉમરકોટ નાશી ગયો પણ પાછળથી પાછો આવી નાદીરશાહને શર્ણે થયો. નાદીરશાહે સિબી અને શિકારપુરના શહેરો નુરમહમદ પાસેથી લઇને દાઉદ પોત્રાઓ તથા અફગાનોને આપી દીધાં.

નુરમહમદે વીશલાખ રૂપીયા વાર્ષિક ખંડણી તરીકે આપવા કબૂલ્યું અને નાદીરશાહે તેને **શાહેરલીખાનનો** ઇલકાબ આપ્યો. ઈ. સ. ૧૭૪૬ થી ૧૭૪૭ સુધી નુરમહમદે સિંધના દક્ષિણવાળા મુલકો સુધી પોતાની હકુમત વધારી. અને કકરાલ તથા દારેજાના સરદારોને તાબે કર્યા. ઈ. સ. ૧૭૪૮ માં નાદીરશાહના મરણ પછી નુર-

મહમદ કંદહારનો મુલક કંદહારવાળા અહમદશાહ દુરાનીના તાબામાં આવ્યો. તેણે નુરમહમદને શાહનવાઝખાનનો ખીતાબ આપ્યો.

ઈ. સ. ૧૭૫૪ માં કંદહારના બાદશાહ અહમદશાહ દુરાનીને ખંડણી બરાબર ન મળવાથી તેણે સિંધપર ચડાઈ કરી. અહમદશાહને સિંધમાં દાખલ થતો જોઇ શાહનવાઝખાન જેસલમીર તરફ નાસી ગયો. અને ત્યાં તે થોડા વખતમાં મરણ પામ્યો. એના પછી એનો દીકરો મહમદમુરાદયાબખાન એની જગ્યાએ થયો.

## મહમદમુરાદયાબખાન.

મહમદમુરાદયાબે પોતાના તરફથી એક એલચી કંદહારના હાકેમ અહમદશાહ દુરાની પાસે મોકલાવીને તેનો જુસ્સો નરમ પાડ્યો. ત્યાર પછી અહમદશાહ મહમદમુરાદયાબખાનને તેના બાપવાળી પદવી અને હકુમત પાછાં આપ્યાં અને તે સાથે સરબુલંદખાનનો ખીતાબ આપ્યો મહમદ મુરાદયાબે મુરાદાબાદનું શહેર વસાવ્યું. આ હાકેમે કકરાલના હાકેમ જામહજાજને તાબે કરી તેની પાસેથી કેટલોએક મુલક છીનવી લીધો પણ મહમદ મુરાદયાબના જુલમથી તેની રૈયત અને સરદારો ફરી ગયા અને તેના નાના ભાઈઓ અત્તરખાન અને મીઆં ગુલામશાહના પક્ષમાં કોશિશ કરવા લાગ્યા. ઈ. સ. ૧૭૫૭ માં મહમદમુરાદયાબખાનને તેઓએ પદભ્રષ્ટ કરી ગુલામશાહને ગાદીએ બેસાડ્યો, પણ ભાઇઓમાં ઝગડાઓ હોવાથી ગુલામશાહને રણ તરફ નાસવું પડ્યું. આખરે ઇ. સ. ૧૭૫૮ માં ગુલામશાહ કંદહાર ગયો અને અહમદશાહને શરણે જઈ પોતાને સિંધનો સુબેદાર

મુકરર કરાચી આવ્યો. સિંધમાં આવી પોતાના ભાઈ અત્તરખાનને જોરજુલમથી પોતાની આણ કબૂલ કરાવી.

## મીયાં ગુલામશાહ કલ્હોરો

ગુલામશાહના દીવસોમાં સિંધ ઘણું આબાદ અને સુખશાન્તિમાં હતું. માણસો પણ આરામમાં વખત ગુજારતાં હતાં. ઇ. સ. ૧૭૫૮ માં ઇંગ્રેજી વેપારીઓને નગરઠઠ્ઠામાં કોઠીઓ ( વખારો ) નાંખવાની રજા મળી. ઇ. સ. ૧૭૬૧ માં ગુલામશાહને કંદહાર તરફથી શાહા વરધી ખાનનો ઇલકાબ મળ્યો. ઇ. સ. ૧૭૬૨ માં ગુલામશાહ કચ્છ ઉપર મોટી ચડાઈ લઈ ગયો ત્યાં મોટી નાશકારક લડાઈ થઇ અને ઇ. સ. ૧૭૬૩ માં બસ્તા અને લખપતના બંદરો હાથ કર્યાં. એ કલ્હોરા હાકેમે પોતાની પહેલવાનોથી ખોસા લોકોને તાબે કરી લીધા. અને બ્રોહી લોકો પાસેથી કરાચીની આસપાસનો મુલક લીધો અને બાવલપુરના દાઉદપોત્રાઓને વશ કર્યા. વળી કચ્છના રાવને પણ લડાઈમાંથી નસાડયો. ઇ. સ. ૧૭૬૮ માં હૈદ્રાબાદનું શહેર જેને આગલ નેરૂનકોટ કરી કહેતા હતા, તેનો પાયો નાખ્યો. હાલનો હૈદ્રાબાદનો કિલ્લો તેનાજ વખતમાં બનેલો છે. ઇ સ. ૧૭૭૧ માં તે મરણ પામ્યો.

## મીયાં સરફરાઝખાન.

મીયાં ગુલામશાહના મરણ પછી કાબૂલના હાકેમે તેના છોકરા મીયાં સરફરાઝખાનને પાઘડી બંધાવી. પણ તે ઘણા દીવસ સુધી ગાદીપર બેસી શકયો નહિ,

ઠાલપુરનો મુખ્ય અધિકારી મીર બહેરામ જે તેનો મુખ્ય વજીર હતો તેને અને તેના છોકરા મીર સોબદાર

ખાનને પણ કંઇક શક અને દુશ્મનાઈના કીનામાં મરાવી નંખાવ્યા આ અને એવા બીજા ઘણા જુલમ કરી સરફ્રાઝખાને દેશી લોકોના અપ્રીતિ મેળવી. એટલુજ નહિ પણ અંગ્રેજ વેપારીઓ સાથે પણ સલાહ સંપમાં બગાડો કર્યો ઈ. સ. ૧૭૭૫ માં તેઓની ઠઠ્ઠાવાળી વખાર (જે તેઓએ ૧૭૫૮ માં ત્યાં નાંખી હતી) ત્યાંથી ઉપડાવી લીધી. તેનો બાપ માણસોને આદરભાવથી ખુશી રાખતો હતો પણ તેણે તેમાનું કશુંએ કર્યું નહિ. આથી કરીને લોકોએ ગુસ્સે થઈ ઇ. સ. ૧૭૭૬ માં તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી કેદ કર્યો.

આ વખતમાં ટાલપુરલોકો સિંધમાં ઘણા પ્રબળ થવા માંડયા હતા.

## ટાલપુરોની ઉત્પત્તિ.

આ લોકો અસલ બલૂચિસ્તાનથી આવેલા હતા. નાદીરશાહે જે વખતે બલૂચિસ્તાન જીત્યું તેથી થોડાં વર્ષ અગાઉ મીર શહદાદે પોતાના કાકા સોબ્દાર સાથે તકરાર કરીને બલુચિસ્તાન છોડયું. અને સિંધમાં આવી મીયાં નુરમહમદ કલ્હોરાની આગળ નોકર રહ્યો. અહીં તેણે પોતાની અક્કલ હોંશીઆરીથી મોટો હોદ્દો અને ઈજ્જત સંપાદન કર્યાં. ઇ. સ. ૧૭૪૭ માં તે ૪ છોકરા મૂકી મરણ પામ્યો તેના મરણ પછી તેના ત્રીજા દીકરા મીર બહેરામને બાપનો હોદ્દો મળ્યો. અને તે કુટુંબનો વડો માણસ થયો. તેણે ફીસાદી લોકોને પોતાની વિરૂદ્ધ મદદ આપી છે એવો વહેમ આવવાથી સરફ્રાંઝખાને તેને મરાવી નંખાવ્યો. આથી ટાલપુર લોકોએ ઘણું જોર કર્યું અને સરફ્રાઝખાનને ગાદી ઉપરથી ઉઠાડી

મૂકી તેના ભાઈ મહમદખાનને ગાદીઉપર બેસાડયો, પણ મહમદખાન નાલાયક માલૂમ પડવાથી મીરફતેખાન ટાલપુર, બલોચ અને બીજા સરદારોએ મળીને તેને દસ માસ પછી ઉઠાડી મૂક્યો અને ગુલામશાહના ભત્રીજા મીયાં સાદકઅલીખાનને ગાદીએ બેસાડયો.

એની સ્થિતિ પણ મહમદખાનના જેવી થઇ અને એક વર્ષ પણ નહિ થયું ત્યાંતો ગુલામશાહના ભાઈ ગુલામનબીખાન કલ્હોરે હકુમત પોતાના હાથમાં લીધી.

## ગુલામનબીખાન.

ગુલામનબી જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેના મનમાં એવું ભય પેઠું કે રખેને મીર બહેરામનો દીકરો મીર બીજર જે તેના બાપના મરણ વખતે મકકે હજ કરવા ગયો હતો તે સિંધમાં આવી પોતાનું વેર લે. એ ભયને લીધે તેણે મસ્કતના અરબ સરદાર ઉપર એવો કાગળ લખ્યો કે "મહેરબાની કરી તમારે મીર બીજરને ત્યાં મારી નાંખવાની તજવીજ કરવી." પણ મસ્કતવાળાએ એ દુષ્ટ કર્મ કરવાનો ના કહી. મીર બીજરને આ વાતની ખબર પડતાં તે એકાએક સિંધમાં આવ્યો અને બલોચ લોકોનો જમાવ કરી ગુલામનબી સાથે લડાઇ કરી જેમાં ગુલામનબી પડયો અને માર્યો ગયો. મીર બીજરે સિંધની હકુમત પોતાના હાથમાં ન લેતાં ગુલામનબીના ભાઈ અબદુલનબીને આપી.

## મીયાં અબદુલનબી કલ્હોરાની હકુમત.

અબદુલનબીએ તખ્તપર બેઠા પછી જે તેને અડચણ રૂપી કાંટા જેવામાં આવ્યા અને જેમાંથી પોતાને હરકત

થશે એમ ધારતો હતો તેમને વચમાંથી કાઢી નાંખવાનું કામ તેણે પહેલ વહેલું કર્યું.

### સરફરાજખાનની ઘાત.

મીયાં સરફરાઝખાન જે હજુસુધી કેદખાનામાં પડયો હતો તેને અને તેના નજીકના સગા જેમની તરફથી તેને મોટા ભયની ધાસ્તી રહેતી હતી તેઓને તેણે એકદમ મારી નંખાવ્યા. આ પછી ઈ. સ. ૧૭૮૧ માં કંદહારના હાકેમોએ સિંધપર એક લશ્કર તૈયાર કરીને મોકલ્યું. પણ બલોચ અને ટાલપુરની સહાયથી તથા પોતાના સરદાર બીજરની મદદથી અબદુલનબીએ ચઢી આવનાર લશ્કરને હરાવ્યું મીર બીજરે કંદહારવાળા લશ્કરને શીકારપુર આગળ એક મોટી હાર ખવરાવી.

### મીર બીજરની ઘાત

મીર બીજર પ્રામાણિક, નીમકહલાલ અને ખીજમત કરનાર હતો તો પણ અબદુલ નબીએ હવે કંઈ પણ અડચણ રહી નથી એવું જોઇ તેની સાથે દગલબાજી કરી અને શિરચ્છેદ કરાવ્યો.

મીર બીજરને મારી નંખાવ્યા પછી અબદુલનબી કલાત તરફ ભાગી ગયો. તે વખતે સિંધની હકુમત મીર અબદુલખાનટાલપુર—મીર બીજરફેતીના દીકરા અને મીર ફતેહખાન—મીર સોબદારખાનના દીકરાના હાથમાં આવી. પણ અબદુલનબીએ કંદહારના બાદશાહની મદદથી ઘણી અડચણો વેઠયા પછી સિંધની હકુમત ફરી એકવાર પોતાને હાથ કરી. મીર અબદુલા અને મીર ફતેખાન વિગેરે બીજા વિશ્વાસુઓને

દિલાસા આપી પોતાને હાથ કર્યા, અને તેઓના પણ અંતે બીજરના જેવા હાલ કર્યા. આ બધી ક્રૂરતા અને ઘાતકીપણું બલોચ લોકો સહન કરી શક્યા નહિ.

**ટાલપુરોની હૈદ્રાબાદ ઉપર ચડાઈ અને ફતેહ.**

થોડા વખતમાં મીર બહેરામના પૌત્રા મીર ફતેહ અલીખાને તેના ભત્રીજા મીર સોહરાબખાન સાથે મળીને હૈદ્રાબાદ ઉપર ચડાઇ કરી . આથી અબ્દુલનબીને શહેર છોડીને નાસી જવાની જરૂર પડી. અબ્દુલનબીએ બીજીવાર પણ સિંધ લેવાની કોશેશ કરી. પણ સરેમાં હાલાણીની નજદીક મીર ફતેહઅલીખાને તેને હાર અવરાવી. અબ્દુલનબી પ્રથમ સિવસ્તાન ભણી નાઠો, પણ પાછળથી તેણે જોધપુરમાં જઇ આશરો લીધો. ત્યાં તે થોડા વખતમાં મરણ પામ્યો. તેના વંશની જોધપુરમાં હજુ સુધી સારી પદવી છે. અબ્દુલનબી કલ્હોરાનો છેલ્લો હાકેમ હતો. તેના પછી વગર વિલંબે જય પામતા ટાલપુર સરદારોએ ઈ. સ. ૧૭૮૧ માં હૈદ્રાબાદ સર કર્યું. તે વર્ષથી સિંધમાં ટાલપુર લોકોની હકુમત થઈ. ફતેહઅલીખાને જલદીથી કંદહારના બાદશાહ જમાનશાહ પાસેથી સિંધપર હકુમત કરવાનું ફરમાન લીધું.

**કલ્હોરા વંશના હાકેમોના નામ તથા ગાદીએ રહેવાના વર્ષ.**

| નંબર. | નામ. | ગાદીએ બેસવાનું વર્ષ સન. | કયાંસુધી ગાદીપર રહ્યા સન. |
| --- | --- | --- | --- |
| ૧. | યારમહુમદ. | ૧૭૦૧ | ૧૭૧૮ |

| | | | |
|---|---|---|---|
| ૨ | નુરમહમદ. | ૧૭૧૯ | ૧૭૫૪ |
| ૩ | મહમદમુરાદયાબ-ખાન. | ૧૭૫૪ | ૧૭૫૭ |
| ૪ | ગુલામશાહ | ૧૭૫૭ | ૧૭૭૧ |
| ૫ | સરફરાજખાન | ૧૭૭૧ | ૧૭૭૬ |
| ૬ | મહમદખાન | ૧૭૭૬ | ૧૭૭૭ |
| ૭ | સાદરઅલીખાન | | |
| ૮ | ગુલામનબીખાન | ૧૭૭૭ | ૧૭૮૧ |
| ૯ | અબદુલનબીખાન | ૧૭૮૧. | |

## ટાલપુરોનું રાજ્ય ( ટાલપુરો એટલે અમીરો )

### મીર ફતેહઅલીખાન.

ઈ. સ. ૧૭૮૩ માં મીર ફતેહઅલીખાન જોરવાળો થયો અને પોતાને સિંધનો હાકેમ કહેવરાવવા લાગ્યો. હૈદ્રાબાદ હાથ આવ્યા પછી મીર ફતેહઅલીખાને એવી ઈચ્છા કરી કે આખો સિંધ મારા પોતાના કબજામાં આવે તો સારૂં. આવો શક પડવાથી મીર સોહરાબ-ખાન–મીર ફતેહઅલીના ભત્રીજાએ અને મીર ઠારે-ખાન–મીર સોરાબખાનના દીકરાએ ખૈરપુર અને શાહબંદર જલદી પોતાને હાથ કરી લીધાં. શાહ તૈમુર તે દિવસમાં કાબૂલનો બાદશાહ હતો તેની તાબેદારી કબૂલ કરી મીર સોહરાબે પોતાને રોહરીનો હાકેમ અને મીર ઠારેખાને પોતાને શાહબંદરનો હાકેમ મુકરર કરાવ્યો.

### સિંધના ભાગો.

આ બંદોબસ્તથી સિંધમાં ત્રણ ટાલપુર હાકેમ થયા, અને સિંધના ત્રણ ભાગ થયા.

(૧) શહેદાદપુરીઓનો વંશ જેઓની હકુમત મધ્ય-સિંધમાં ચાલતી હતી ને રાજ્યધાની હૈદ્રાબાદનું શહેર હતું તે. (૨) મીરપૂરવાળાઓનો વંશ જેઓની રાજ્યધાની મીરપુરનું શહેર હતું; અને શાહબંદરનું પરગણું જે મીર ઠારેખાન અને તેના વારસોના હાથમાં રહ્યું તે. (૩) ખૈરપુરવાળો વંશ ખૈરપુરવાળા વંશમાંથી મીર સોહરાબ અને તેના વારસોએ સરેમાં સત્તા મેળવી અને ખૈરપુર પોતાની રાજ્યધાની કર્યું.

## શહેદાદપુરીઓનો વંશ.
## મિત્રચોકડી—( ચાર યારી ).

મીર ફતેહઅલીખાને એવો મનસુબો કર્યો કે શહેદાદપુરના મીરલોકો છે તે એક સંપ થઇ જાય ને તે ખાનદાન લોકોનું જોર વધે તો શ્રેષ્ટ થાય. તેટલા માટે તેના ત્રણ નાના ભાઇ નામે મીર ગુલામઅલી, મીર કરમઅલી અને મીર મુરાદઅલીને પોતાની હકુમતમાં સામેલ કર્યા એ ચાર જણાએ ભેળા થઇને રાજ્ય ચલાવ્યું. અને તેઓએ બહાર જાહેરાત રીતે એવી સલુકાઇ વાપરી કે તેઓને ચાર યાર એટલે મિત્રચોકડી કરીને કહેતા હતા. તેમનામાં કદી ટંટો અણબનાવ થતો નહોતો. આથી તેમના બધા દુશ્મનો અંદરથી બળતા જે કોઈ મગરૂરીથી તેમની સામે થતા તેમને મારી પોતાની આણ મનાવતા. કલાતના હાકેમ મીયાં નસીરમામદની તરફથી કરાંચીમા જે નવાબ હતો તેને ઈ. સ. ૧૭૯૨ માં જીતીલઇ કરાચી પોતાને તાબે કર્યું.

## મીર ફતેહઅલીનું મરણ અને વસિયતનામું
## ઇ. સ. ૧૮૦૧

ઈ. સ. ૧૮૦૧ માં જોધપુરના રાજા પાસેથી તેઓએ

ઉમરકોટ લઈ લીધું. તેજ વરસમાં મીર ફતેહઅલી મરણ પામ્યો. પણ મરતાં અગાઉ તેણે પોતાની હકુમત અને મિલ્કતનું પોતાનું ભાઈઓ વચ્ચે ભાગ પાડીને વસિયતનામું કર્યું હતું. તેમાં એવી મતલબ હતી કે તેની મિલ્કતનો અર્ધો ભાગ તેના ભાઈ ગુલામઅલીને મળે અને અર્ધો ભાગ તેના બે નાના ભાઈઓને મળે. પણ તેણે પોતાના દીકરા સોબદાર સારૂ કાંઈ મૂકયું નહોતું. કાબૂલના હાકેમ શાહઝમાનશાહને આપવાના ખંડણીના ૧૩ લાખ રૂપીઆનો તથા જમાબંધીનો પણ તેણે મરવા પહેલાં બંદોબસ્ત કર્યો હતો.

## ટાલપુરો અને ઇંગ્રેજો વચ્ચે તહનામું.

મીર ફતેહ અલીખાનના મરણ પછી તેના ત્રણ ભાઈઓએ મળીને હકુમત ચલાવી. પણ ગુલામઅલીએ પોતે પોતાનું મોટાપણું દેખાડયું. "રૈસ" નામ રાખી નાના મોટાનો તફાવત તેણે બતાવ્યો ગુલામઅલીના મરણની બે વર્ષ અગાઉ ઇંગ્રેજ સરકારે સિંધના મીર સાથે તા. ૨૨ મી આગસ્ટ ઈ સ. ૧૮૦૯ માં એક કરારનામું (તહનામું) કર્યું. જેથી ઇંગ્રેજોની અને મીર લોકોની મિત્રાચારી થઈ. મીર લોકોએ એવી કબૂલાત કીધી કે કોઇપણ ફ્રેંચ કે અમેરિકન માણસને ઇંગ્રેજોની રજા વગર સિંધમાં આવવા દેવા નહિ.

ઈ. સ. ૧૮૧૧ માં મીર ગુલામઅલીખાન શિકાર કરતાં મરણ પામ્યો. તે પોતાની પાછળ મીર મહમદ નામે એક છોકરાને મૂકતો ગયો. આ છોકરાની ઉમર ૧૮ વર્ષથી વધારે હતી તોપણ તેના કાકા મીર કરમઅલી તથા મીર

મુરાદઅલીએ તેને મીર ફતેહઅલીખાનના દીકરા મીર સોબદારની માફકજ હકુમતમાં સામેલ કર્યો નહિ.

## મીર કરમઅલી અને મુરાદઅલીની હકુમત.

મીર કરમઅલી અને મીર મુરાદઅલીએ કેટલાએક વખત સુધી હકુમત ચલાવી. ઇ. સ. ૧૮૧૨ માં તેઓએ કચ્છના રાવ ઉપર હુમલો કર્યો, પણ કચ્છના રાવને ઇંગ્રેજ સરકાર સાથે દોસ્તી હતી તેથી ઇંગ્રેજોને કચ્છના રાવને મદદ આપવી પડી. પણ સિંધના અમીરો જલદી સમજી ગયા તેથી ઇ. સ. ૧૮૦૯ વાળા તહનામા પ્રમાણે તેઓએ ઇંગ્રેજો સાથે મિત્રાચારી ચાલુ રાખી અને હુમલાનું કામ બંધ કર્યું.

ઇ. સ. ૧૮૨૮ માં મીર કરમઅલીખાન નિર્વંશ મરણ પામ્યો અને મુરાદઅલીખાન સહેદાદાણી મીર લોકોનો રૈસ થયો અને હૈદ્રાબાદમાં રાજ્ય કરવા લાગ્યો.

## મીર મુરાદઅલીનું રાજ્ય અને ઇંગ્રેજ સાથે તહનામાં.

મીર મુરાદઅલીના વખતમાં ઇંગ્રેજ સરકાર અને ટાલપુર લોકો વચ્ચે બે નવાં તહનામાં થયાં. એક ઇ. સ. ૧૮૩૨ માં અને બીજું ઇ. સ. ૧૮૩૪ માં એ તહનામાંથી ઇંગ્રેજ લોકોને આખા સિંધમાં આવવા જવાની છૂટ મળી અને તેઓ સિંધમાં ધમધોકાર વેપાર કરવા લાગ્યા. પણ તહનામામાં એવા ઠરાવ કરવામાં આવ્યા હતા કે કોઇ પણ ઇંગ્રેજ સિંધમાં એકસ્થાને સ્થાયી રહે નહિ; ને તેમણે કોઇ પણ લશ્કરી સામાન કે વહાણ સિંધુનદી તરફ લાવવું નહિ. તેમજ વળી

મીરોએ કબૂલકર્યું હતું કે અમારે બહારના પરદેશી વેપારીઓને પરવાના સિવાય સિંધમાં આવવા દેવા નહિ. આ પછી મીર મુરાદઅલીખાન જલદી મરણ પામ્યો.

## નુરમહુમદ અને નરસીરખાનની હકુમત.

મીર મુરાદઅલીખાનના દીકરા મીર નુરમહુમદ અને મીર નસીરખાન અને તેના બે પિત્રાઈ ભાઇ નામે મીર સોબદારખાન ( જે મીર ફતેહઅલીનો છોકરો હતો ) તથા મીર મહુમદખાન ( જે ગુલામઅલીનો દીકરો હતો ) એ ચારે જણે મળીને સિંધની હકુમત ચલાવવા માંડી.

મીર મુરાદઅલીખાનના દીકરા મીર નુરમહુમદખાને પોતાને ' રૈસ ' કહેવરાવ્યો. ઇ. સ. ૧૮૩૮ ની શરૂઆતમાં પંજાબના મહારાણા રણજીતસિંહ અને મીરો વચ્ચે કંઇક અણબનાવ થયો પણ ઇંગ્રેજોએ બન્નેની વચ્ચે સમાધાન કરી અરસપરસ સલાહ કરાવી.

## મીર નુરમહુમદનું મરણ.

ઇ સ. ૧૮૪૧ માં મીર નુરમહુમદખાને પોતાના બે દીકરા મીર સહદાદ અને હુસેનઅલીખાનને પોતાના ભાઇ મીર નસીરખાનને સોંપી પોતે મરણ પામ્યો.

ટાલપુરોના વંશમાંથી કેટલાએક મીરો જેવા કે મીર ફતેહઅલી વિગેરે હૈદ્રાબાદથી થોડે દૂર ખુદાબાદ નામે શહેરમાં રહેતા હતા; ( ત્યાં આગળ તેઓની કબરો હજુપણ જોવામાં આવે છે ) પણ આખરે મીર લોકોએ હૈદ્રાબાદને પોતાની રાજ્યગાદી કર્યું.

## ખૈરપુરના મીરો.

ખૈરપુરવાળા ટાલપુરોના વંશમાંથી મીર રૂસ્તમ અને મીર અલીમુરાદખાન જેવો મીર સોરાબખાનના

દીકરા હતા તેઓ આ વખતે સિંધની સરહદવાળા મુલ-કોના હાકેમ થયા હતા. ખૈરપુરવાળા મીરોને જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે રાજ્યકારભારનાં કામોમાં તેઓ હમેશાં હૈદ્રાબાદના મીરોની સલાહ લેતા.

## ખૈરપુરનો હાકેમ મીર રૂસ્તમખાન.

ખૈરપુરના હાકેમ મીર રૂસ્તમનું કટુંબ મોટું હતું પણ તેના કુટુંબના માણસોમાં કુસંપ હોવાથી તેણે પોતાની પાછલી જીંદગીના દિવસો દુઃખમાં કાઢયા. મીર રૂસ્તમ પોતે ઘણો ખુશ મિઝાજ અને થોડા અવ-કાશવાળો એટલે કમ આઝાદ માણસ હતો. તે પોતાના સારા સ્વભાવથી પ્રજાને પ્રિય થઈ પડયો હતો. મીર રૂસ્તમનો નાનોભાઈ મુબારક પણ ઈ. સ. ૧૮૨૯ માં પોતાની પાછળ એક મોટું કુટુંબ મૂકી મરણ પામ્યો.

## મીરપુરવાળો મીર શેરમહમદ.

ટાલપુરાના ત્રીજા ખાનદાનમાંથી મીર શેરમહમદ જે બધા મીરોમાં ઘણો બહાદુર અને નિષ્કપટી માણસ હતો તેના કબજામાં હૈદ્રાબાદની પૂર્વવાળો મીરપુરનો કિલ્લો રહ્યા.

## ઈંગ્રેજોનો સિંધના માણસો સાથે સંબંધ.

ઉપર બતાવી ગયા છીએ કે ઈંગ્રેજ લોકોનો સિંધના લોકોની સાથે સંબંધ પહેલ વહેલો ગુલામશાહ કલ્હો-રાના વખતથી થયો હતો. પણ મહમદ સરફરાજખાને ઈ. સ. ૧૭૭૫ માં ઈંગ્રેજો સાથે દોસ્તીનો હક તોડી પાડયો. વળી ઈંગ્રેજોએ ઈ. સ. ૧૭૯૯ માં સિંધ સાથે વેપાર ચલાવવાની કોશેશ કરી અને મીસ્તર નેથનક્રોને

સિંધના મીરો સાથે વેપાર ચલાવવાનો બંદોબસ્ત કરવા માટે મોકલાવી દીધો. પણ આ કોશેશથી પણ આગળની માફક કંઈ ઘણો ફાયદો થયો નહિ. ઇંગ્રેજી ગુમાસ્તો કદી ઠઠ્ઠામાં તો કદી શાહાબંદર અને કોઇ વખતે કરાચીમાં રહેતો પણ તેણે બંધે ઠેકાણે વખતો વખત અપમાન મીર લોકો તરફથી થતું. આખરે તે લોકો તરફથી તેમને એકાએક દશ દિવસમાં સિંધ છોડી જવાનો હુકમ પણ ફરમાવવામાં આવ્યો.

પણ ઇસ્ટઇન્ડિઆ કમ્પનીએ આ અપમાન થયા ઉપર કંઇ ધ્યાન આપ્યું નહિ અને તે વાતને તેઓએ નજીવી ગણી એ સબબથી મીરો પાસેથી બદલો લેવામાં આવ્યો નહિ. ઇ. સ. ૧૮૦૯ માં ઇંગ્રેજોએ મીરો સાથે વળી તહનામું કર્યું અને દોસ્તી કરી. પણ આ કરારનામું કરવામાં ઇંગ્રેજોની મતલબ માત્ર એટલીજ હતી કે ફ્રેન્ચ લોકોને સિંધમાં વખારો બાંધીને બેસવા ન દેવા.

ઇ. સ. ૧૮૨૦ માં બીજું તહનામું ટાલપુરો અને ઇંગ્રેજો વચ્ચે સરહદની તકરાર મટાડવા માટે થયું. પણ તે વરસમાં ઇંગ્રેજ લોકોએ ૫૦૦૦ માણસનું લશ્કર સિંધના ખોસા લોકોની લૂંટ અને ચોરી બંધ કરવા સારૂં કચ્છ તરફ મોકલાવ્યું.

## મીરોની સત્તા.

મીર લોકોએ ઇ. સ. ૧૮૨૪ માં ધીરજ અને શાંતિથી શીકારપુરનું શહેર લીધું; જે અફગાનોના હાથમાં રહેલું છેલ્લામાં છેલ્લું શહેર હતું.

સબ્ઝલ અને બરદકીનાં પરગણાં પણ બીજાં પરગ-

ણુંઓ સાથે આસ્તે આસ્તે ઇ. સ, ૧૮૦૯ અને ૧૮૬૪ની વચ્ચે ખૈરપુરના મીર લોકોના હાથમાં આવ્યાં.

## શિકારપુરની ઉપજ.

શિકારપુરની ઉપજમાંથી સાત ભાગ થતા હતા જેમાંથી ૪ ભાગ હૈદ્રાબાદવાળાને અને બાકીના ત્રણ ભાગ ખૈરપુરવાળા મીરોને મળતા હતા.

ઇ. સ. ૧૮૩૨ માં મુરાદઅલીની હકુમતના વખતમાં ઇંગ્રેજોએ કર્નલ પાટીંજરને સિંધના મીરો સાથે વેપારના સંબંધમાં એ કરારનામું કરવા સારૂ મોકલાવ્યો. જેનું સંપૂર્ણ વર્ણન આગળ આપી ગયા છીએ. ખૈરપુરના મીરોએ પણ તહનામું કબૂલ કર્યું.

## બર્ન્સ સાહેબની સિંધુ નદીપરની મુસાફરી.

આ તહનામાંથી બે વર્ષ આગળ એટલે ઈ. સ. ૧૮૩૦ માં સર અલેકઝાન્ડર બર્ન્સે મીરોના ઘણા સંકટ અને આપમાન સહન કરીને સિંધુ નદી ઉપર વહાણવટી કરવાની પરવાનગી મેળવી. અને પોતાની સાથે આ મુસાફરીમાં મહારાજા રણજીતસિંહ ( લાહોરના રાજા ) સારૂ ઇંગ્લાન્ડના બાદશાહ પાસેથી મળેલી કેટલી એક સોગાતો પણ લઈ આવ્યો હતો. તે વખતના યુરોપખંડના લોકોને સિંધુ નદીના કિનારાપર વસનારા માણસો બાબત સિકંદરના દિવસો કરતાં કંઇ વધારે ખબર નહિ હતી. બર્ન્સ સાહેબની એવી ઈચ્છા હતી કે સિંધુ નદીના કાંઠાપર વસનારા માણસો અને તેઓના હાકેમોની સ્થિતિથી વાકેફ થવું અને જો બની શકે તો તેઓની સાથે મિત્રાચારીનો સંબંધ પણ રાખવો. જો કે મીર લોકો વિષે ઇંગ્રેજ લોકોના મનમાં સારો અભિપ્રાય કે શ્વાસ તે

નહોતો. ઈ. સ. ૧૮૩૨ ના તહનામાંનો વિરૂદ્ધ તેઓએ ઈંગ્રેજોને સિંધુ નદીપર વેપાર કરવાની રજા આપી નહિ તો પણ કર્નલ પાટીંજરે ઘણાં સંકટો વેઠયા પછી ઇ. સ. ૧૮૩૫ માં સિંધુ નદીના કિનારાવાળા મુલકોથી સારી રીતે માહીતી મેળવી.

## ઈંગ્રેજોનો વકીલ.

ઈ. સ. ૧૮૩૯ માં ઈંગ્રેજોએ મીર લોકો તથા પંજાબના મહારાજા રણજીતસિંહ વચ્ચે સલાહ કરાવી તેથી મીર લોકોએ હૈદ્રાબાદમાં ઈંગ્રેજોના તરફથી વકીલને રહેવાની પરવાનગી આપી. અને સિંધમાં કર્નલ પાટીંજર ઈંગ્રેજોનો પહેલવહેલો વકીલ મુકરર થયો.

## મીરો તથા ઈંગ્રેજો વચ્ચે અણબનાવ.

ઈ. સ. ૧૮૩૮ ના જુન માસમાં ઈંગ્રેજ સરકાર, આફ્ગાનિસ્તાનના શાહ—સુજાઉલમુલ્ક અને પંજાબના મહારાજા રણજીતસિંહની વચ્ચે એક તહનામું થયું તેથી ઈંગ્રેજ સરકારને શાહ—સુજાઉલમુલ્કને મદદ કરવા માટે સિંધમાથી ફોજ લઈ અફ્ગાનિસ્તાન જવાની જરૂર પડી. પણ આવો સામાન અને લશ્કર ઇ. સ. ૧૮૩૨ વાળા તહનામાંની વિરૂદ્ધ હોવાથી મીરોએ તેમને અટકાવ્યા. પણ તે વખતના ગવર્નરજનરલ લૉર્ડ ઑકલાન્ડ સાહેબે હુકમ કર્યો કે આવા અગત્યના વખતમાં ઇ સ. ૧૮૩૨ વાળું તહનામું બંધ રાખવું જોઈએ, અને તેથી જેને સરદારો આવા જરૂરીઆતના વખતમાં ઈંગ્રેજોને મદદ નહિ કરે તે બધાને પદભ્રષ્ટ કરવા પડશે. આથી ઈ. સ. ૧૮૩૮ ના ડીસેમ્બર માસમાં સર જાનકીન જેને

થોડા દિવસ પછી લૉર્ડનો ખીતાબ મળ્યો હતો તે લશ્કર લઇને સિંધમાં આવ્યો. પણ મીર લોકોએ લશ્કરનો ખોરાક અને સામાન જવામાં ઘણી અડચણ પહોંચાડી, તેથી ઇંગ્રેજ અમલદારોએ લાચાર થઇને ધમકાવ્યા. અને ભય બતાવ્યો કે જો તમે આવે વખતે અડચણો કરતા બંધ નહિ પડો તો અમે તમારી રાજ્યધાની ઉપર હુમલો કરીશું. આવી ધમકીથી મીર લોકોએ ડરી જઇને માર્ગ આપ્યો.

## ઈંગ્રેજી લશ્કરનું સિંધમાં આવવું.

મીંર લોકો સાથે શત્રુવટ પડવાથી ઈ. સ. ૧૮૩૯ માં મુંબાઇથી એક મોટું લશ્કર સિંધમાં રહેવા સારૂ આવ્યું. જ્યારે આ લશ્કર કરાચી બંદરમાં દાખલ થયું ત્યારે બલોચ લોકોએ લશ્કરનાં માણસોને ઉતરતી વેળા અડચણ કરી. આથી તેઓએ એકાએક મનોરાનો કિલ્લો બલોચ લોકો પાસેથી છીનવી લીધો.

તે પછી થોડા દિવસમાં હૈદ્રાબાદના મીર લોકો તથા ઈંગ્રેજોની વચ્ચે નીચે દર્શાવેલી સરતો પ્રમાણે સલાહ થઇ

૧ મીર લોકો અફગાનિસ્તાનને જે ખંડણી આપતા હતા તે તેઓએ ઘણા દિવસ થયાં આપી ન હોતી તેના બદલામાં ઇંગરેજોએ એવો ઠરાવ કર્યો કે કાબૂલના હાકેમ શાહસુજાને મીર લોકોએ ૨૩ લાખ રૂપીઆ નગદ આપવા.

૨ મીર લોકોએ ઇંગરેજોના ૫૦૦૦ માણસના લશ્કરને સિંધમાં રહેવા દેવાની પરવાનગી આપવી. અને તેઓના ખરચમાં પણ કંઇક ભાગ આપવા કબુલ કરવું.

૩ મીર લોકોએ સિંધુ નદીમાં વેપાર માટે રાખવામાં આવતાં વહાણો ઉપરથી કર માફ કરવો.

આ તહનામું પહેલી સરત સિવાય ખૈરપુરના મીરો પાસે પણ કબૂલ કરાવ્યું. ખૈરપુરના મીરોને બખ્ખરનો કિલ્લો ઈંગ્રેજોના તાબામાં આપવો પડયો.

મીરપુરવાળા હાકેમ મીર શેરમહમદને પણ વર્ષે અર્ધો લાખ રૂપીઆ આપવાથી સરકારે ઉપલા તહનામામાં દાખલ કીધો. ઈંગ્રેજ સરકાર તરફથી સિંધમાં જે વકીલ હતા તેઓએ મીરો સાથે એવી સલૂકાઈની રીત રાખી કે સિંધના તમામ મુલકમાં ઘણી શાન્તિ અને આરામ પ્રસર્યો, ઈંગરેજોની આગબોટો પણ વગર અડચણે સિંધુ નદીમાં આવ જા કરવા માંડી. અને મીરો પણ તેને બધી રીતે મદદ કરવા લાગ્યા.

ઇ. સ. ૧૮૪૦ માં કલાતના મુલકોમાં મોટો ફિસાદ થયો, તે કારણથી થોડા દિવસ સુધી ઇંગરેજો સિંધના મુલકો ઉપર પુરૂં ધ્યાન આપી શકયા નહિ. પણ અંતે ઈ. સ. ૧૮૪૧ માં કલાતમાં શાન્તિ થઈ અને સિંધ તથા કલાતના મુલકોની નજરદારી (દેખરેખ) ઈંગરેજ સરકારે મેજર આઉટ્રામને સોંપી.

## મીર નુરમહમદનું મરણ ઇ. સ. ૧૮૪૧.

હૈદ્રાબાદના મીરોના સરદારોનો (વડીલ) મીર નુરમહમદ ઈ. સ. ૧૮૪૧ માં મરણ પામ્યો; અને તેના પછી તેના બે દીકરા તેમના કાકા નસીરખાન સાથે મળીને હકુમત કરવા લાગ્યા.

સિંધના મીરોએ ખંડણી આપવામાં સુસ્તી રાખી તે માટે એવો ઠરાવ થયો કે શિકારપુરનું શહેર કે જેમાં

હૈદ્રાબાદના ત્રણે મીરોનો ભાગ હતો અને જેની પેદાશ સુમારે બે લાખ રૂપીઆની હતી તે ઇંગરેજોને હવાલે કરવું. પણ મીરોએ આ ઠરાવ બજાવવામાં ઘણીએ કોશેશો કરી અને ઈંગરેજોને કાબૂલ અને કંદહારના મુલકમાં ઘણો શોરસ ( ધોંધાટ ) હોવાથી એ વાત ઉપર જોર રાખવાનું યોગ્ય લાગ્યું નહિ. અને તેથી શીકારપુરનું શહેર પોતાના હાથમાં રાખવાનો વીચાર ઇંગરેજોએ બંધ રાખ્યો.

## સર ચાર્લ્સ નેપીઅરનું સિંધમાં આવવું.

ઇ. સ. ૧૮૪૦ ની આખરમાં ઈંગરેજી લશ્કરે કાબૂલ અને કલાતમાં થોડી ઘણી શિકસ્ત ખાધી તે ઉપરથી સિંધના બલોચ સરદારો ઇંગરેજ સરકારનું ઓછું જોર સમજી પોતાની મગરૂરી બતાવવા લાગ્યા. ઈંગ્રેજ સરકારે સર ચાર્લ્સ નેપીઅરને સિંધુનદીમાં નીચલાં ગામોં ઉપર લડાયક અને દેશી કામોની ઇન્તંજામથી (ઇન્તેજારીથી–આતુરતાથી ) મુકરર કરી મોકલાવ્યો.

જ્યારથી ઇંગ્રેજોનું લશ્કર ઇ. સ. ૧૮૪૨ માં અફગાનિસ્તાનમાંથી પાછું આવ્યું ત્યારથીજ ઇંગ્રેજ લોકો સિંધ ઉપર સખ્ત નજરથી જોવા લાગ્યા. અને સર ચાર્લ્સ નેપીઅરે મીર લોકોને એક સખ્ત તહનામા ઉપર સહી કરવા માટે લખ્યું એ તહનામામાં નીચલી શરતો હતી.

(૧) કરાચી ઠઠ્ઠા, સખ્ખર, બખ્ખર અને રોહરીનાં શહેરો ઇંગ્રેજોને હમેશાને માટે મળે.

( ૨ ) બધી જાતના કરો અને માલ ઉપરની જકાતો ઇંગ્રેજો ઉપરથી માફ થાય.

( ૩ ) કેટલીક શરતોથી રોહરીથી સબઝલ કોટ સુધીનો ખૈરપુરવાળા પરગણાનો મુલક ભાવલપુરવાળા હાકેમને આપવો.

મેજર આઉટ્રામ જે સિંધમાં ઇંગ્રેજો તરફથી મીરો પાસે વકીલ હતો તે થોડા દિવસ માટે સિંધ છોડી ગયો હતો, પણ ઈ. સ. ૧૮૪૩ માં તે પાછો આવ્યો અને તેણે મીરોને વગર કારણે લડાઈમાં ઉતરી ખુનરેઝી ન કરવાની તથા તાબે થવાની સલાહ આપી. વળી તેઓને કહ્યું કે સર ચાર્લ્સ નેપીઅર લડાઈ કરવા આરૂ લશ્કર સહિત તૈયાર બેઠો છે અને જો તમે કાંઈ પણ અટકાવ કરશો તો તે એકદમ વખ્તપર ( રાજ્યધાનીપર ) હુમલો કરશે.

## ખૈરપુરના મીરોમાં કુસંપ.

ખૈરપુરવાળા મીરોના વંશજોમાં એટલો અણબનાવ થયો કે આખરે તે લોકોએ ઇંગ્રેજ સરકારને એક અરજી કરી કે મીર અલીમુરાદખાન અને મીર રૂસ્તમખાનની વચ્ચે જે ઝઘડો પડયો છે તેનો નિવેડો કરો. મીર અલીમુરાદખાન જે વિદ્વાન અને સમજુ માણસ હતો તેની એવી ઇચ્છા થઈ કે રૈસની પદ્વી જે આટલો વખત સુધી વૃદ્ધ મીર રૂસ્તમની પાસે હતી તે છીનવી લઈ પોતે લેવી, તે વેળાએ રૂસ્તમની ઉમર ૮૫ વર્ષની હતી.

આ મતલબ હાંસલ કરવાને મીર અલીમુરાદખાને ઘણા યત્નો અને ફરેબો (જાળો) રચ્યાં. સર ચાર્લ્સ નેપીઅર અને મીર રૂસ્તની વચ્ચે શત્રુવટ કરાવી. એક વખત મીર રૂસ્તમના સાથે તેણે એવી વાત કરી કે સર ચાર્લ્સ નેપીઅર તમને કેદ કરવાનો મનસુબો કરેછે વળી તેમજ સર ચાર્લ્સ નેપીઅર પાસે એવી બનાવટી

વાત કરી કે મીર રૂસ્તમ ઇંગ્રેજો સાથે દુશ્મનાઈ નાંખવાનો ઇરાદો રાખે છે.

બીચારા મીર રૂસ્તમખાને સર ચાર્લ્સ નેપીઅરની પાસે પોતે જઈ રૂબરૂમાં મુલાકાત લઈ સર્વ વિગતથી વાકેફ કરવા માટે ઘણીએક કોશેશો કરી. પણ તેમાં ફાવ્યો નહિ તેથી છેવટ નાઉમેદીથી મીર રૂસ્તમને રણના રસ્તામાં ઈમામગઢના કિલ્લા તરફ સહકુટુંબ નાસી જવું પડયું.

ઇ. સ. ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપીઅર તેની પછવાડે ગયો અને તે કિલ્લો લઇને જમીનદોસ્ત કરાવ્યો

આ પછી સરચાર્લ્સ નેપીઅરે મહમદઅલ્લી મુરાદ ખાનને રૈસનો ખીતાબ આપી હાકેમ ઠરાવ્યો.

## ઇ. સ. ૧૮૪૩ નું તહનામું.

મીરોની ઉપરના તહનામા ઉપર સહી કરવાની મરજી નહોતી પણ આખર લાચાર થઇ ૮ મી ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૪૩ ની એક દરબારમાં આવીને મેજર આઉટ્રામની હાજરીમાં સહીઓ કરી આપી. પણ જ્યારે મેજર આઉટ્રામ દરબારથી બહાર નીકળ્યો ત્યારે તેને ખબરપડી કે બલૂચ લોકોએ તેની તથા તેના દોસ્તોની ઘાત કરવા સારૂ મનસુબો કર્યો હતો. પણ તે આફતથી મીર લોકોના ચોકીદારોએ તેને બચાવ્યો.

## ઇંગ્રેજી છાવણી ઉપર હલ્લો.

ઇંગ્રેજોએ મીરલોકો પાસે જબરજસ્તીથી આ તહનામા ઉપર સહીઓ કરાવી તેથી મીર લોકોના બલૂચ સરદાર અને નોકરોને એટલો ગુસ્સો ચડી આવ્યો કે

તા. ૧૫ મી ફેબ્રુઆરી ઇ.સ. ૧૮૪૩ ને દહાડે તેઓએ ઇંગ્રેજોના વકીલ મેજર આઉટ્રામની છાવણી ઉપર છાપો માર્યો. આ છાવણી હૈદ્રાબાદના શહેરથી બે કે ત્રણ ગાઉ છેટે સિંધુનદીને કિનારે હતી. મેજર આઉટ્રામ સાથે થોડું લશ્કર હતું તેની મદદથી તે પોતાને બચાવી નીકળી ગયો. અને આગબોટ ઉપર બેસી સર-ચાલ્સ નેપીઅરને મટારી નામે શહેરમાં જઇ મળ્યો.

**મીયાણીની લડાઈ ફેબ્રુઆરી ૧૮૪૩.**

ઇ. સ. ૧૮૪૩ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે સર ચાલ્સ નેપીઅર અને મીરલોકોની વચ્ચે હૈદ્રાબાદથી ત્રણ ગાઉ દૂર મીયાણી પાસે એક મોટી લડાઈ થઇ જેમાં બલુચી લોકો સખ્ત હાર ખાઈ નાશી ગયા. હૈદ્રાબાદના મીરો હથીઆર છોડી દઈ સર ચાલ્સ નેપીઅર આગળ આવ્યા અને તાબેદાર થયા. આ લડાઇમાં મીર લોકોનાં ૨૨,૦૦૦ માણસ હતાં અને ઇંગ્રેજોનાં ફક્ત ૨,૮૦૦ માણસ અને ૧૨ તોપો હતી. તેમાંથી લડાઇની અંદર મીર લોકોના ૫,૦૦૦ માણસ મરી ગયાં અને ઇંગ્રેજોનાં ફક્ત ૨૫૭ મરી ગયાં તેમાંના ૧૯ મોટા હોદ્દેદારો હતા જો કે મિયાણીની લડાઈ પછી ઈંગ્રેજ લોકોના હાથમાં સિંધનું મુખ્ય રાજધાનીનું શહેર આવ્યું તો પણ સર ચાલ્સ નેપીઅરને એક બીજી લડાઈ કરવાની જરૂર પડી.

**મીર શેરમહમદખાન અને દબાની લડાઈ.**

મીર શેરમહમદખાન—મીરપુર—ખાસનો હાકેમ ૨૦,૦૦૦ બલુચ સાથે ઇંગ્રેજોની ફોજ ઉપર હુમલો કરતો આવ્યો પણ તે દરમ્યાન સર ચાલ્સ નેપીઅરને તા. ૨૨ મી

માચેં સખ્ખરથી લશ્કરની મદદ મળી અને તે ૫૦૦૦ માણુસો સાથે પોતાના શુરાતન ઉપર આધાર અને વિશ્વાસ રાખીને મીર શેરમહુમદની સામે થવા નીકળ્યો. આખરે નારેજાની નજીક દબા શહેર પાસે ફુલેલી નહેરના કિનારા ઉપર તા. ૨૪ મી માર્ચ ૧૮૪૩ ને દિવસે એક ભયંકર લડાઇ થઈ. તેમાં બેઉ પક્ષે સારી હીમત અને શુરાતન બતાવ્યું; આખર બલૂચ લોકો હાર્યા અને તેઓનો સરદાર લડાઇ વચ્ચેથી નાઠો. મીરપુર અને ઉમરકોટના કિલ્લા ઈંગ્રેજ લોકોના હાથમાં આવ્યા અને ટાલપુરોના રાજ્યનો અંત આવ્યો ત્યારથી ઈંગ્રેજ લોકોના રાજ્યનો પ્રારંભ થયો. ટાલપુરોએ સિંધમાં ૫૭ વર્ષ સુધી રાજ્ય કર્યું.

## મીર લોકોનું કેદ થવું.

સિંધની જીત પછી મીર નશીરખાન અને તેના ભત્રીજાઓ મીર—શહેદાદખાન, મીર હુસેનઅલીખાન, મીર મહુમદખાન તથા મીર સોબ્દારખાનને મીર રૂસ્તમખાન તથા તેના ભત્રીજાઓ નસીરખાન અને વલીમહુમદખાન—ખૈરપુરના મીરોની સાથે કેદ કરી મુંબઇ મોકલાવ્યા.

ઈ. સ. ૧૮૪૩ ના એપ્રિલમાં તે લોકોને મુંબાઇ થી પૂને લઇ ગયા; અને વળી ઈ. સ. ૧૮૪૪ માં હૈદ્રાબાદના મીરોને કલકત્તામાં લઇ જવામાં આવ્યા. જ્યાં તેઓ નજર કેદ રહ્યા. અંતે ઇ.સ. ૧૮૫૪ માં લૉર્ડ ડૅલાહુઝીએ (તે વખતના ગવર્નર જનરલે ) કલકત્તાવાળા મીરોને સિંધમાં જવાની પરવાનગી આપી.

ટાલપુરો પોતાનો વંશ મીર હમઝહા બિન હાશમથી ગણે છે અને કહે છે કે અમે અરબસ્તાનથી આવેલા છીએ. ટાલપુરોના મોટા દાદા મીર શહેદાદખાનનો તેના કાકા સાથે અણબનાવ હતા જેના તે નીસાઈને સિંધમાં આવ્યો અને કલ્હોરા મીયાં શાહુરની નોકરી પકડી અને પોતાના રૈસ (ધણી) નો ધર્મ શીયા મઝહબ સ્વીકાર્યો.

મીર શહેદાદખાન સાથે બીજા પણ કેટલાએક બલોચ સિંધમાં આવ્યા અને અહીં પોતાનુ રહેઠાણ કર્યું. ટાલપુરો પરોણાની આગતા સ્વાગતા સારી રીતે કરતા અને તેઓને દરેક પ્રકારનું માન અને આદરભાવ આપતા. છતાં તેઓની ચાલચલણ પશ્ચિમના સુધરેલા માણસોના જેવી જોવામા આવતી નહિ. તેઓ દેખાવમાં ઘણું કરીને જંગલોના માણસો જેવા જોવામાં આવતાં.

તેઓને વિદ્યાનું જ્ઞાન બહુજ થોડું હતું. મીરલોકો ઘણું કરીને મુલકનો ઘણો ભાગ મોટા સરદારોને જાગીર તરીકે બક્ષીસ આપતા. અને તે સરદારો વળી આ બક્ષીસ ને બદલે લડાઈને વખતે પોતે પોતાના માણસો સહીત તેમની નોકરી બજાવતા હતા. મીર લોકોનું ગુજરાન ઘણું કરીને સાદું અને થોડા ખર્ચવાળું હતું. પણ તેમનો પૈસો હથીઆર, ઘોડા અને શિકારના શોખમાં જતો. શિકારના તો એવા શોખીન હતા કે પોતાના ગામનો કેટલોએક ભાગ શિકારગાહ (શિકાર માટેની જગ્યા) માટે વેરાન રાખતા હતા. તેઓ પોતે કહેતા હતા કે અમોને અમારાં શિકારગાહ પોતાના બચ્ચાં તથા હુરમો (જનાનખાના) ની માફક પ્યારાં છે. મીર લોકો શીઆ મઝહબ ધર્મના હતા પણ

ઘણું કરીને તેઓને પોતાના ધર્મ સંબંધી કાંઝી ખબર નહોતી. પૈસા એકઠા કરવાનો તેમને ઘણોજ શોખ હતો અને કોઈ પણ પ્રકારના સુધારાથી દુર નાસતા.

## ઇંગ્રેજોનું રાજ્ય.

## સિંધના પહેલો ગવર્નર સર ચાર્લ્સ નેપીઅર સાહેબની હુકુમત.

ઇ. સ. ૧૮૪૩ના ફેબ્રુઆરી માસની ૧૭ મી તારીખે પુલેલી નહેરના કિનારા ઉપર હૈદ્રાબાદની ઉતરે ૬ માઇલને અંતરે માયાની પાસે મીરો સાથે એક મોટું યુદ્ધ થયું જેમાં મીરો હાર્યા અને સર ચાર્લ્સ નેપીઅર જય પામ્યો. આ યુદ્ધ શહેદાદાણી મીરો સાથે થયું. તા. ૫ મી માર્ચે નેપીઅર સાહેબે અમન અમાન ( સુખ શાન્તિ ) નું ઇસ્તીહાર ( જાહેર નામું ) જાહેર કર્યું. તેમાં લખેલું હતું કે જે કોઈ ઇંગ્રેજોની સામે થશે તેને નુકસાન થશે તેથી આ લોકોને જરૂરત છે કે ઇંગ્રેજોની આસ્માની સુખ શાન્તિમાં રહેવું.

તા.૧૨ મી માર્ચે ગવર્નર જનરલ લાર્ડ એલેન્બરો સાહેબના ફરમાન મુજબ સિંધ ઇંગ્રેજોના મુલક સાથે જોડી દીધું. અને સર ચાર્લ્સ નેપીઅર સાહેબ સિંધનો પહેલો ગવર્નર નીમાયો. માર્ચની ૨૪ મી તારીખે હૈદ્રાબાદની પૂર્વમાં આશરે ૭ માઇલને અંતરે દબાના ગામ પાસે બીજી લડાઇ થઇ. તેમાં મીર શેરમહમદખાન માણુકાણી–મીરપુરખાસ વાળાની હાર થઇ; તે થરભણી નાઠો અને નેપીઅર સાહેબ તેની પછવાડે પડયો. તા. ૪ થી એપ્રીલે ઉમરકોટ ( જ્યાં અકબર બાદશાહનો જન્મ થયો હતો, તે ) લીધું. નેપીઅર

સાહેબ ત્યાંથી હૈદ્રાબાદમાં આવ્યો અને તા. ૧૩ મી એ બીજું એક ઇસ્તીહાર ( જાહેરનામું ) જાહેર કર્યું તેમાં જાહેર કર્યું કે જે કરો તથા જકાતો અસલ મીર લોકોને મળતી તે હમણાં ઈંગ્રેજ સરકારને મળવી જોઇએ. તા. ૨૦ મી મે ને દિવસે તેણે બલોચ જાગીરદારો અને સરદારોને માટે સામાન્ય ઇસ્તીહાર જાહેર કર્યાં. તેમાં જણાવ્યું કે જે સરદારો અને જાગીરદારો વિગેરે ઈંગ્રેજ સરકારને સલામ કરશે તેઓની જાગીરો તથા બધા હકો કાયમ રાખવામાં આવશે. તા. ૨૪ મી મે ૧૮૪૪ ને દહાડે એટલે કૈસરેહિન્દને જન્મ દિવસે ગવર્નર સાહેબે હૈદ્રાબાદમાં દરબાર ભરી તેમાં ઘણું કરી બધા જાગીરદારો સલામ કરવા આવ્યા અને તેઓના હકક જેમ હતા તેમ કાયમ રાખવામાં આવ્યા.

સરાવાળા જાગીરદારોને સગવડ સારૂ હુકમ કરવામાં આવ્યો કે તેઓ શિકારપુરમાં જનરલ સમસનપાસે સલામ સારૂ હાજર થાય.

દેશનો કારભાર ચલાવવા સારૂ હૈદ્રાબાદમાં કેપ્ટન રાયબોલ, કરાચીમાં કેપ્ટન પ્રીડી, શિકારપુરમાં મેજર ફેરિંગટન અને ખાનગઢ ( જેકોકાબાદ ) માં કેપ્ટન ગોલ્ડની કલેકટર નીમાયા. અને તેઓને પૂરતી રેવન્યુ અને જ્યુડીશ્યલ ( વસુલાત અને ન્યાયી ) સત્તા મળી એ અમલદાર જીલ્લાઓના માજીસ્ટ્રેટો પણ હતા. તેઓના હાથ નીચે ભાગ ભાગના ડેપ્યુટી કલેકટર પણ નીમવામાં આવ્યા. તેઓની નીચે* કારધાર ઇત્યાદિ મુલક સંભાળવા સારૂ અમલદારો નીમવામાં આવ્યા.

---

* કારધાર એટલે મામલતદાર.

ઈ. સ. ૧૮૪૪ ના શિયાળામાં નેપિઅર સાહેબે કચ્છી ટેકરીઓમાં વસનારા બલોચો ઉપર હુમલો કર્યો. કારણ કે આ લોકો દેશના માણસોને લુટફાટથી હેરાન કરતા હતા અને ઈંગ્રેજોની આણ માનતા ન હોતા. તે ટેકરીઓની વચ્ચે તક્કી નામે એક મજબુત કિલ્લો હતો. ત્યાં સરદાર બજાખાન ડુમકી પોતાના ભાયાતો અને કુટુંબ કબીલા સહીત રહેતો હતો. તે કિલ્લો નેપીઅર સાહેબે મીર સાહેબ અલીમુરાદખાનની મદદથી લીધો. અને બજાખાનને કેદ કર્યો. આ કિલ્લાની તપાસ કરવા સારૂ નેપીઅર સાહેબે ત્યાં સોલજરો મોકલાવ્યા. આ મોકલેલા દશેક સોલજરો ટેકરીને મથાળે પહોંચવાં પહેલાંજ બલોચ લોકોની બંધુકની ગોળીના ભોગ થઈ પડયા. જેઓ આગળ હતા તેઓ શુરાતનથી સામા થઇ લડી મુઆ. બલોચ લોકોમાં એવો રીવાજ હતો કે જે શુરો થઇ મરતો તેને લાલ કે લીલા દોરાનાં બનાવેલાં માદળીયાં હાથપર બાંધતા. તે સોલજરોનાં મુડદાં જ્યારે મળ્યાં ત્યારે તેઓના બન્ને હાથ ઉપર લાલ માદળીયાં બાંધેલાં જોવામાં આવ્યાં.

## સને ૧૮૪૩ ના ઇસ્તીહાર મુજબ ઈંગ્રેજી રાજ્ય થવાથી સિંધને થયેલા લાભો.

( ૧ ) લડાઈ ટંટા અને લુટારાનાં ધાડાંની બલા દૂર થઈ, તમામ જાતનો ગેરબંદોબસ્ત નાશ પામ્યો અને બધે સુખશાન્તિનો ફેલાવો થયો.

( ૨ ) રેલ્વે અને આગબોટોથી મુસાફરીની અને બેપારની બહુસારી સગવડ થઇ. અને દુકાળના વખ-

તમાં પણ દૂર દેશનું અનાજ કિંમત ખરચવાથી બધે મળવા લાગ્યું.

( ૩ ) ટપાલ અને તાર મારફતે દુર દેશાવરના ખબરો જલદીથી મળવા લાગ્યા.

( ૪ ) લોકોને બરાબર ઇન્સાફ મળવા લાગ્યો.

( ૫ ) સિંધુ નદીમાંથી નહેરો ખોદાવીને સિંધની વેરાન જમીનને ફળદ્રૂપ બનાવી તેથી આબાદીમાં વધારો થયો.

( ૬ ) સારી કેળવણી મળવાથી બધા લોકો સુધરવા લાગ્યા અને વિદ્યાકળા ને હુન્નરનો વધારો થયો.

( ૭ ) ઠેકાણે ઠેકાણે દવાખાનાં ખોલીને તથા દવાઓની સગવડ કરી આપીને લોકોને સુખ કરી આપ્યું.

( ૮ ) સુંદર અને સફાઈદાર ચીજો થોડે ખરચે મળવા લાગી અને લોકોને મોજશોખનાં સાધન મળ્યાં.

આશરે ૫. વરસ હકુમત કર્યા પછી તા. ૧ લી અકટોબર ઇ. સ. ૧૮૪૭ ને દિવસે નેપિઅર સાહેબ સિંધથી રવાના થયાં. હિંદની સરકારે એવો ઠરાવ કર્યો હતો કે નેપિઅર સાહેબના જવા પછી સિંધ મુંબાઇ ખાતાની સાથે જોડી દેવું અને તેને સારૂ કમીશનર નીમવો. નેપિયર સાહેબના ગયા પછી એ ઠરાવ પ્રમાણે મુંબાઇ સરકારનો ચીફ સેક્રેટરી પ્રીંગલ સાહેબ સિંધનો પહેલે વહેલો કમીશનર થઇ આવ્યો.

## પ્રીંગલ સાહેબની હકુમત.

આ કમીશનરે ઇ. સ. ૧૮૪૭ ના અકટોબરથી ડીસેમ્બર ૧૮૫૦ સુધી હકુમત ચલાવી, એના વખતમાં

રાજ્ય કારભારના સારા બંદોબસ્ત થયા. મહુમલતદા-રોને દીવાની સત્તા મળી ઇ. સ. ૧૮૪૮ માં મુંબઇના ગવર્નર સર જ્યૉર્જ કલાર્ક સિંધમાં આવ્યો અને હૈદ્રાબાદ સુધી સ્વારી કરી.

## ફ્રીઅર સાહેબની હકુમત.

ઈ. સ. ૧૮૫૧ ના જાનેવારીમાં ફ્રીઅર સાહેબ સિંધનો કમિશનર મુકરર થયો એના વખતમાં સિંધમાં ઘણા સુધારા થયા અને ઘણા બંદોબસ્ત પાકકે પાયે થયા. આ સાહેબના વખતમાં નીચે લખેલાં મુખ્ય કાર્યો થયાં.

( ૧ ) વેપારના વધારા સારૂ મેળાવડા કર્યા કે જ્યાં આગળ માહુસો આવીને પોતાના હુન્નર પ્રદર્શિત કરી શકે. મેળાવડા ભરવા સારૂ. જગ્યાઓ મફત મળતી. અને માલ વગર જકાતે આવવા દેતા. એમાંનો એક મેળાવડો કરાચીમાં થયો હતો. અને તે સાઠ દિવસ સુધી ચાલ્યો હતો. બીજો સખ્ખરમાં ૪૫ દિવસ સુધી ચાલ્યો હતો.

( ૨ ) ઈ. સ. ૧૮૫૨ માં ખૈરપુરના વાલી મીરસાહેબ પાસેથી નીચેના મુલકો કે જેઓની ઉપર ઇંગ્રેજ સરકારનો હક્ક હતો તે પાછા લેવામાં આવ્યાં. નવશેરા, કંઢીઆરા ( એટલે સાહતી ), ખરદકો, શાહબેલો, ચક, અબોહાબાદ, ઉબાવડા, મિરપુર વિગેરે.

( ૩ ) ઇ. સ. ૧૮૫૨ માં કરાચીમાં પહેલ વહેલી મ્યુનિસિપાલીટી મુકરર થઇ અને પછી બીજાં ગામોમાં પણ ચાલુ થતી ગઈ. ૭.ને ૨૬ મી કલમ કહેતા હતા

કેમ કે મ્યુનિસિપાલીટીની બધી થાલ ચલણ ઇ. સ. ૧૮૫૨ના ઍક્ટ ૨૬ મા મુજબ ચાલતી હતી.

(૪) ઇ. સ. ૧૮૫૨ માં પોલીસનો નવો બંદોબસ્ત થયો. લેફ્ટનન્ટ (હમણાં જનરલ) માર્સ્ટન સાહેબ જે મીયાણીની લડાઇમાં હાજર હતો અને જેને મીર જાનમહમદને મારીને નેપિઅર સાહેબની જીંદગી બચાવી હતી તેને આ બંદોબસ્તમાં સિંધની પોલીસનો કમાન્ડટ મુકરર કર્યો અને તેની નીચે ત્રણે જીલ્લા ઉપર ત્રણ બીજા પોલીસ કપટાન રાખ્યા.

(૫) ઇ. સ. ૧૮૫૩ માં હિંદની સરકારે મીરોને સિંધમાં પાછા આવવાની રજા આપી.

(૬) ઇ. સ. ૧૮૫૩ માં પૂર્વનાળો (પૂર્વ નહેર) નું કામ શરૂ થયું. જે ઇ. સ. ૧૮૫૯ માં પૂરૂં થયું.

(૭) ઇ. સ. ૧૮૫૪ માં કરાચીમાં પહેલ વહેલી ઇંગ્રેજી નિશાળ ઉઘડી.

(૮) ઇ. સ. ૧૮૫૪ માં મી. એલીસ સાહેબ આસિસ્ટંટ કમીશનરની સલાહથી સરકારી દફતર અરબી સિંધ અક્ષરોમાં રાખવાનો હુકમ મળ્યો.

(૯) ઇ. સ. ૧૮૫૮ માં કોટ્રીથી કરાચી સુધી રેલવે બનાવવાનું કામ શરૂ થયું.

(૧૦) ઇ. સ. ૧૮૫૮ માં કોટ્રીથી મુલતાન સુધીની આગબોટની કમ્પની પાકી રીતે ચાલતી થઇ.

(૧૧) વેઠ અને ભાવ મુકરર કરવાનું કામ બંધ થયું.

(૧૨) ઇ. સ. ૧૮૫૯ માં નગર પારકરમાં બંડ ઉઠયું પણ તે તરતજ સમાવવામાં આવ્યું.

ઇ. સ. ૧૮૫૬ માં ફ્રિઅર સાહેબ રજા ઉપર ગયા અને તેની જગોએ કામ ચલાવવા સારૂ કર્નલ જેકબ સાહેબ જે જેકબાબાદના પોલીટીકલ સુપરીન્ટેન્ડટ હતા તેની કમીશનર તરિકે ૧૮ માસને માટે નીમણુંક થઇ. વેઠ અને ભાવ મુકરર કરવાની રીત એણે બંધ પાડી. સિંધમાં મકાનો બંધાવવાની સરવેનું કામ પણ એના દિવસોમાં ચાલ્યું. ઇ. સ. ૧૮૫૭ વાળો બળવો જે આખા હિંદુસ્તાનમાં થયો તે સિંધનાં મોટાં શહેરો જેવાં કે કરાચી, હૈદ્રાબાદ, શિકારપુર અને જેકબાબાદમાં પણ થયો. તે વરસના સપ્ટેમ્બરમાં કરાચી વાળી પલટણના સિપાઇઓ કમીશનર, *કમાની અને બીજા અમલદારોને મારવાની તૈયારી કરતા હતા. પણ આ વાતની તેઓને ખબર પડી તેથી બળવા ખોરોને કેદ કર્યા. અને તેમાંથી કેટલાએકને તોપને ગોળે ઉડાવ્યા, કેટલાએકને શુળીએ ચડાવ્યા અને કેટલાએકને કાળે પાણીએ મોકલાવ્યા.

ઇ.સ. ૧૮૫૯ ના આગસ્ટ માસમાં ફ્રિઅર સાહેબને કલકત્તાવાળી સભામાં સભાસદ મુકરર કર્યો જેથી તે અકટોબર માસમાં સિંધ છોડી ત્યાં ગયો. અને તેની જગ્યાએ ઇનવે રીટી સાહેબ સિંધનો કમીશનર મુકરર થયો. ફ્રિયર સાહેબને જતી વખતે કરાચીના લોકોએ એક માન પત્ર આપ્યું, અને તેના નામની યાદગીરી સારૂ એક ટીપ કરી. તેમાંથી એક મોટી વિશાળ જગ્યા બનાવી જેને અદ્યાપિ "ફ્રિયરહૉલ" એવું નામ આપવામાં આવેછે.

*કમાની એટલે કમાન્ડર.

## ફ્રિયરશીટી સાહેબની હકુમત.

આ સાહેબ ઈ. સ. ૧૮૫૯ ના અકટોબર મહીનામાં આવ્યો અને ઈ. સ. ૧૮૬૨ ના માર્ચ મહીના સુધી સિંધમાં રહ્યો. એના વખતમાં નીચે દર્શાવેલાં મુખ્ય કામ થયાં.

(૧) ઈ. સ. ૧૮૬૧ માં રેલવે કરાચીથી કોટરી સુધી ઉઘડી અને મુંબઇનો ગવર્નર સર જોર્જ કલાર્ક સાહેબ બીજી વખત સિંધમાં આવ્યો. કોટરી સુધી તે રેલવે રસ્તે ગયો, કોટરીથી ધારા સુધી ઊંટોપર ગયો અને ધારાથી ઠઠ્ઠા સુધી ઘોડાગાડીમાં ગયો. ત્યાર પછી આગબોટમાં બેસી મંછર સરોવર સુધી સ્વારી કરી.

(૨) જાગીરાતનું કામ જે નેપિઅર સાહેબના વખતથી ચાલતું હતું તે આ સાહેબના દિવસોમાં પૂરૂં થયું. અને હૈદ્રાબાદના કિલ્લામાં મોટી દરબાર ભરી સનદો આપવામાં આવી. એ દરબારમાં મુંબાઈનો ગવર્નર, સર જ્યોર્જ કલાર્ક સાહેબ પણ હાજર હતા.

(૩) મીઠરાઉ નહેર ખોદાઈ રહી.

(૪) મોટી બેગારી નહેર વધારી.

(૫) કરાચી બંદરને સુધારવાનાં કામો જારી થયાં ને લોકોએ મનોરાના બ્રેકવૉટર* નું કામ ઈ. સ. ૧૮૭૩ માં સલામતીથી પૂરૂં કર્યું.

ઈ. સ. ૧૮૬૨ માં નવી દીવાની કોરટો ખુલી.

## માન્સફીલ્ડ સાહેબની હકુમત.

આ સાહેબ ઈ. સ. ૧૮૬૨ માં સિંધમાં આવ્યો ને ઈ. સ. ૧૮૬૭ ના માર્ચ સુધી સિંધમાં રહ્યો. તેના વખતમાં નીચે દર્શાવેલાં મુખ્ય કામો થયાં.

---

* બ્રેકવૉટર એટલે સમુદ્રના પાણીના જોરને નબળું પાડનારો પુલ.

( ૧ ) ફોજદારી કાયદો પૂરી રીતે સિંધમાં ચાલુ થયો.

( ૨ ) સિંધમાં સદર કોર્ટ પડી. જે અમલદારોને આગલ જ્યુડીશ્યલ અસિસ્ટંટ કમીશનર કરી કહેવા હતા, તે દરજ્જો કાઢી નાખ્યો; અને સદર કોર્ટ મુકરર કરી. આ અમલદારોને જ્યુડીશ્યલ કમીશનર અને સદર કોર્ટના જડજ કહે છે.

( ૩ ) હૈદ્રાબાદમાં ઇજનેરી સ્કૂલ ઉઘાડી,

( ૪ ) લોકલફંડ બાબત રૂપીએ એક આનો મહેસુલ લેવાનું ઇ. સ. ૧૮૬૫ થી શરૂ થયું.

( ૫ ) દારીહારો જબલ ( ટેકરી ) કે જે પટ જબલ ( ટેકરી ) ની એક શાખા છે અને જ્યાં કૂતરાની કબર પણ છે ત્યાં આગળ ઉનાળામાં ઘણી થંડી હવા રહે છે, તેથી; આ સાહેબે એક ઉનાળો ત્યાં જઈ કાઢયો.

( ૬ ) ઇ. સ. ૧૮૬૫ માં ફ્રિયર હૉલ ખુલ્લો મૂકવામાં આવ્યો. ઇ. સ. ૧૮૬૬ માં મુંબઇનો ગવર્નર ફ્રિયર સાહેબ ગસ્ત (સ્વારી) કરવા માટે સિંધમાં આવ્યો અને તેનો ઘણુા માનપાનથી આદરભાવ થયો. ઈ. સ. ૧૮૬૭માં જાનેવારી માસમાં તે સાહેબે કરાચીમાં ફ્રિયર હૉલમાં મોટી દરબાર ભરીને તેની વચમાં સિંધ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સપેકટર રાવબહાદુર અલુમલ ત્રીકમદાસ ભોજવાણીના દાદા શેઠ નાઉમલ ભોજવાણીને "સ્ટાર ઑફ ઇન્ડિયા " એટલે સિતારે હિન્દનો ખીતાબ આપ્યો

## કર્નલ સર વિલિઅમ મેરીવેધર સાહેબની હકુમત.

ઇ. સ. ૧૮૬૭ ના જુન મહીનામાં માન્સફીલ્ડ સાહેબ સિંધમાંથી ગયો; અને કર્નલ સર વિલિયમ મેરિવેધર

સાહેબ સિંધનો કમીશનર મુકરર થયો. પણ આ સાહેબ હબશની લડાઈમાં રોકાઇ ગયો હતો તેથી તેણે પોતાનો જગ્યાનો ચાર્જ ૧૮૬૮ ના જુલાઇ મહીનાસુધી લીધો નહિ. એ અરસામાં હૅવલૉક સાહેબ સિંધનો કમીશનર થયો. તેના વખતમાં પોલીસનો નવો ફેરફાર કરવામાં આવ્યો. જેમકે સુબેદાર, દફેદાર, ઈત્યાદિ આગળના વખતના નામો કાઢી નાખી તેને બદલે કૉન્સટેબલ અને હેડ કૉન્સટેબલ વિગેરે રાખ્યાં.

સર વિલિઅમ મેરિવેધર સાહેબે ઇ. સ. ૧૮૬૮ ના જુલાઇ મહિનામાં ચાર્જ લીધો અને ઈ. સ. ૧૮૭૭ સુધી સિંધમાં રહ્યો. આ સાહેબના વખતમાં નીચે બતાવેલા મુખ્ય કામો થયાં.

( ૧ ) ઇ. સ ૧૮૬૭ માં સરસીમોરલીડ સાહેબ મુંબઈનો ગવર્નર સિંધમાં આવ્યો.

( ૨ ) સખર કેનાલ ( નેહર ) જેને શેહેદાદ વાહ કરી કહેછે તેને સુધારવાનું કામ થયું; જે ઈ. સ. ૧૮૭૦ માં પૂરૂ થયું.

( ૩ ) ઈ. સ. ૧૮૬૮ માં સિંધ ઑફિસલ ગેઝેટ સિંધમાં નિકળ્યો.

( ૪ ) સખ્ખર અને રોહરીની વચ્ચમાં આગબોટ રાખવામાં આવી.

( ૫ ) ઈ. સ. ૧૮૬૯ માં થરપારકરમાં વરસાદ ન થવાથી ત્યાંના ઘણા લોકો સિંધમાં આવ્યા તેથી અનાજની ઘણી મોંઘવારી થઇ પણ સરકારી નોકરોને મોંઘવારીનું ભથ્થું મળ્યું.

( ૬ ) ઈ. સ. ૧૮૬૯ ના ડીસેમ્બર માસમાં ક્રિયર

હૉલમાં સિંધના હુન્નરોનું પહેલવહેલું પ્રદર્શન થયું તે આઠ દિવસ સુધી ચાલ્યું.

(૭) કરાસોર નદીના પાણીને અટકાવવા સારૂ બંધ બાંધવો શરૂ કર્યો હતો તે ઇ. સ. ૧૮૭૧ માં પૂરો થયો.

(૮) ઇ. સ. ૧૮૭૨ માં હિંદુસ્તાનનો ગવરનર જનરલ લાર્ડ નાર્થબ્રુક સાહેબ સિંધમા આવ્યો.

(૯) બોલાન પાસ (ઘાટ) અને મીઠડાની વચ્ચે કેલાતના કેટલાએક સરદારોએ કાફલા લૂંટયા તે માટે હિંદની સરકારે કલાતના ખાન સાથે લખાણ કર્યું; અને સર વિલિયમ મેરિવેધર સાહેબને હિંદની સરકારે હુકમ કર્યો કે જેકબાબાદમાં જઇને કલાતના ખાનને મળવું અને બેઉ જણાએ ભેગા મળી લુટફાટ બંધ રાખવાનો બંદોબસ્ત કરવો. તે ઉપરથી ઇ. સ. ૧૮૭૨ માં જેકબાબાદમાં એક દરબાર ભરાઇ તેમાં કલાતના ખાન તરફથી તેનો વજીર શાહગાસી વલીમુહમદખાન અને બીજા સરદારો આવ્યા હતા લુટફાટ બંધ કરવા સારૂ તે લોકો સાથે પૂરતો બંદોબસ્ત કર્યા પછી દરબાર ઉઠી.

(૧૦) તેજ વરસમાં બલૂચિસ્તાન કે, જે અસલથી સિંધની પોલીટીકલ એજંસીને તાબે હતું તે છૂટું પડીને ગવર્નર જનરલના તાબામાં ગયું. અને સર રાબર્ટ સેન્ડેમન સાહેબ બલૂચિસ્તાનના પોલીટીકલ એજંટ નીમાયો.

(૧૧) ઇ. સ. ૧૮૭૪ માં કોટ્રીથી મુલતાન સુધી ઇન્ડસવેલી રેલવેનું કામ શરૂ થયું ને માણસોની આવજા ઇ. સ. ૧૮૭૮ થી થવા માંડી.

(૧૨) ઇ. સ. ૧૮૭૪ માં મુંબઇનો ગવર્નર ફિલિપ વુડહાઉસ સિંધમાં આવ્યો.

( ૧૩ ) ઈ. સ. ૧૮૭૫ માં ઇન્કમ્બર્ડસ્ટેટ ઍકટ સિંધમાં ચાલુ થયો.

( ૧૪ ) ઇ. સ. ૧૮૭૬ માં સર રિચર્ડ ટેમ્પલ સાહેબ મુંબઇનો ગવર્નર, સિંધમાં થરપારકરને રસ્તે આવ્યો અને સાંગ્રી સુધી સ્વારી કરી.

સર વિલિયમ મેરિવેધર સાહેબની યાદગીરી સારૂ સિંધ પ્રાંતના લોકોએ અને તેના મિત્રોએ તેના નામનો એક મોટો ટાવર બનાવેલો છે જેને મેરિવેધર ટાવર કરીને કહે છે. એ સિવાય કરાંચીમાં કયામારી ઉપર એના નામનો એક પીઅર ( ડક્કો ) બનાવેલો છે તેને મેરિવેધર પીઅર કહે છે.

## મિ. મેલવિલ સાહેબની હકુમત.

મેરિવેધર સાહેબના જવા પછી મી. મેલવીલ સાહેબ ઇ. સ. ૧૮૭૭ થી ઇ. સ. ૧૮૭૯ સુધી સિંધનો કમીશનર થયો તે સાહેબે ઘણું કરીને ન્યાયી કામોમાં વધારે સુધારો કર્યો.

( ૧ ) ઈ. સ. ૧૮૭૭ માં ત્રીજી અફગાન લડાઇ શરૂ થઈ તેના સામાન, ઘોડા વિગેરેની ખરીદી આપણા સિંધમાં ધમધોકાર ચાલી.

( ૨ ) ઇ. સ. ૧૮૭૮ માં સિંધ-પિશન રેલવે બનાવવાનું કામ ચાલ્યું.

## અરસ્કિન સાહેબની હકુમત

મેલવિલ સાહેબના જવા પછી અરસ્કિન સાહેબ સિંધનો કમીશનર થયો. એ સાહેબ ઇ. સ. ૧૮૭૯ માં આવ્યો અને ઇ. સ. ૧૮૮૭ માં ગયો આ સાહેબે ઘણું

કરીને રેવીન્યુખાતામાં સારા સુધારા કર્યા. એ ઘણો ડાહ્યો હાકેમ હતો. તેના વખતમાં નીચલાં મુખ્ય કામો થયાં.

( ૧ ) ઈ. સ. ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં મહારાણી સાહેબ કૈસરેહિન્દની જુબીલીના મહોત્સવ એટલે પૂરાં પચાશ વર્ષ રાજ્ય કર્યા પછીનો જલસો મોટી ધામધૂમથી થયો.

( ૨ ) લૉર્ડ રે—મુંબઈનો ગર્વનર સિંધમાં આવ્યો. અને મોટાં શહેરોમાં દરબારો ભરી. એજ વર્ષમાં શિકારપુરમાં ઘોડાઓના મેળો ભરાયો હતો ત્યાં ગવર્નર સાહેબ પણ ગયા; જ્યાં ખૈરપુરના મીર સાહેબ મીરઅલી મુરાદખાન ટાલપુરવાળા સાથે મુલાકાત થઇ. શિકારપુરમાં એક મોટી દરબાર ભરાઇ અને તેમાં મીરમુરાદઅલીખાનને સરનો ખીતાબ જે કૈસરેહિન્દ પાસેથી મળ્યો હતો તે આપવામાં આવ્યો.

## સર ચાર્લ્સ પ્રીચર્ડ.

અરસ્કિન સાહેબના જવા પછી સર ચાર્લ્સ પ્રીચર્ડ સાહેબ સિંધનો કમિશનર થયો. તે ઈ. સ. ૧૮૮૭ થી ઇ. સ ૧૮૮૯ સુધી રહ્યો. તે સાહેબે આબકારીનાં કામો સૂધાર્યા. ઈ. સ. ૧૮૮૮ માં સરદાર મહમદ અયુબખાન સિંધમાં થઇને પંજાબ ગયો. હૈદ્રાબાદની ટ્રેનીંગ કોલેજ આ સાહેબના વખતમાં સ્થપાણી ,ઈ. સ. ૧૮૮૯ માં મુંબઇનો ગવર્નર લૉર્ડ રે સખર રેલવે વાળો પૂલ-જેનું નામ લેન્સડાઉન બ્રોજ પડ્યું છે તે ખુલ્લો મૂકવા માટે આવ્યો. આ પૂલ માટે ૪૦ લાખ રૂપીઆ ખર્ચના થયા હતા. સર ચાર્લ્સ પ્રીચર્ડના જવા

પછી મી ટ્રવર સાહેબ સિંધનો કમીશનર થયો તે ઈ. સ. ૧૮૮૯ થી ઈ. સ. ૧૮૯૧ સુધી રહ્યો. તે નમ્ર સ્વભાવનો અને ધીરજવાન હાકેમ હતો.

## જેમ્સ સાહેબની હકુમત.

આ સાહેબ ઇ. સ. ૧૮૯૧ માં સિંધનો કમીશનર મુકરર થઇ આવ્યો. આ સાહેબના વખતમાં નીચલાં મુખ્ય કામો થયાં છે.

( ૧ ) ઈ. સ. ૧૮૯૩ ની શરૂઆતમાં સિંધની ફતેહનો જલસો કરાચીમાં ઘણી ધામધૂમથી થયો. આ જલસાનો જનરલ મારસ્ટીન સાહેબ હતો જે મીયાણીની લડાઇમાં સામીલ હતો અને આજ સુધી હયાત છે.

( ૨ ) તપેદારો માટે એગ્રીકલ્ચરસ્કૂલ પાકે પાયે ચાલુ કરવામાં આવી.

( ૩ ) સેટલમેન્ટનું કામ જે ઈ. સ. ૧૮૬૦ થી ચાલુ થયું હતું તે ઈ. સ. ૧૮૯૪ માં બંધ થયું.

(૪) જમરાઉ વાહ ( જમરાઉ કેનાલ ) શરૂ થઇ.

( ૫ ) હૈદ્રાબાદમાં સેન્ટ્રલ જેલ તૈયાર થઇ.

( ૬ ) સિંધ-મદ્રેસાહ તુલ ઇસ્લામ મુસલમાનોની કેળવણી માટે કરાચીમાં ઉઘાડવામાં આવ્યો.

( ૭ ) દયારામ જેઠમલ કૉલેજ—કે જેની ઉપર દીવાન દયારામ જેઠમલ કરાચીના વકીલનું નામ જોવામાં આવે છે તે મકાન સિંધના રહેવાશીઓની ઉંચી કેળવણી માટે કરાચીમાં ખુલ્લું મુકવામાં આવ્યું.

( ૮ ) હુન્નરકળા એટલે કારીગરી વધારવા સારૂ જુદા જુદા ભાગોમાં હુન્નરી સ્કૂલો ઉઘાડવામાં આવી.

( ૯ ) ઔરતોને માટે લેડી ડફ્રીન હૉસ્પીટલ શિકારપુર, હૈદ્રાબાદ અને કરાચીમાં બંધાઇ અને ચાલુ થઇ.

( ૧૦ ) સાધીપક્ષી રેલવે ઉઘાડવામાં આવી.

( ૧૧ ) રોહરી કોટ્રી, રેલવે ઉઘાડવામાં આવી.

( ૧૨ ) કોટ્રી પાસે સિંધુનદીપર પુલ બનાવવાનું કામ ચાલુ થયું.

( ૧૩ ) ખેરપુરના સર મીરઅલી મુરાદખાન ટાલપુરે વફાત કરી ( મરણ પામ્યો ), તેનું શબ કરબલઃ મોકલવામાં આવ્યું. તેની પછી તેનો દીકરો મીર ફૈઝમહમદખાન ટાલપુર ગાદીપર બેઠો અને ખાનબહાદુર કાદરદાદખાન સી. આઈ. તેનો વજીર થયો.

( ૧૪ ) નાના મીરોને ભણાવવા સારૂ ઇંગ્રેજી સ્કૂલ હૈદ્રાબાદમાં બનાવવા માટે પાકો બંદોબસ્ત થયો.

( ૧૫ ) સાંઘડ તાલૂકામાં લૂટારાની ટોળીએ લૂટ કરી, તેનો ઉપરી બચો જાતનો હર હતો આ લુટો મહા મહેનતે અને બલાત્કારે બંધ કરવામાં આવી જેમાં લૂટારા પકડાયા અને માર્યા ગયઃ અને તેઓના ઉપરી બચા હરને યોગ્ય શિક્ષા કરવામાં આવી,

( ૧૬ ) મુંબઇની કૌંસિલમાં સભાસદ ચૂંટી કાઢવાનો હક સરકારના નવા ઠરાવ પ્રમાણે બીજા દેશના માફક સિંધના જમીનદારો અને જાગીરદારોને મળ્યો. તે પ્રમાણે તેઓએ મીર અલ્લાબક્ષ ખાનસાહેબ ટાલપુરને ચૂંટી કાઢયો જે હજી સુધી સભાસદ છે.

સિંધ જીતી લીધું તે વખતે થરપારકરનો મુલક ઉમરકોટ સિવાય કચ્છના પોલીટીકલ એજંટના તાબામા હતો તે ઇ. સ. ૧૮૫૪ સુધી તેમજ રહ્યો, ત્યાર પછી

થરપારકરને સિંધ સાથે જોડી દેવામાં આવ્યું. તે પોલીટીકલ સુપરીન્ટેન્ડન્ટના તાબામાં રાખવામાં આવ્યું અને હાલ તે ડેપ્યુટી કમીશનર સાહેબના તાબામાં છે.

ઇ. સ. ૧૮૯૬-૯૭ થી મુંબઇ અને કરાચીમાં પ્લેગ એટલે મહામારી ઉત્પન્ન થઇ.

ઑન મી. જેમ્સ સાહેબની હકુમતના અરસામાં કમીશનરના હોદ્દા ઉપર થોડા વખત સારૂ સર ચાર્લ્સ ઑલિવન્ટ મી. વીન્ગેન્ટ અને મી. જાઇલ્સ સાહેબ પણ આવી ગયા છે.

તેમના વખતમાં હિંદુસ્તાનના વૉઇસરાય લૉર્ડ કરઝન સાહેબ સિંધમાં પધાર્યા હતા.

## આર જાઇલ્સ સાહેબની હકુમત.

ઇ. સ. ૧૯૦૦ ના ડિસેમ્બરમાં જેમ્સ સાહેબ પેન્શન લઈ વિલાયત ગયા અને આર. જાઇલ્સ સાહેબ સિંધના કમિશ્નર મુકરર થયા. તેમના વખતમાં નીચલા મુખ્ય કામ થયા.

( ૧ ) લારકાણાની નવી કલેકટરી શરૂ થઇ જેથી સિંધમાં ત્રણને બદલે ૪ કલેકટરી થઇ.

( ૨ ) જમરાઉ નહેર ઉપર જમીનો આપવા સારૂ સરકારે ખાસ બંદોબસ્ત રાખ્યો. તે મુજબ એક મોટો અમલદાર જેને "કૉલોનાઇઝેશન ઓફીસર" કહે છે તે મુકરર થયો.

( ૩ ) દાદુ અને બીજી નહેરો સુધારી.

( ૪ ) સાંઘડ અને બીજા તાલુકાના રહીશો ને જે દુઃખ હતું તે દૂર કરવા માટે એ તાલુકાના લોકોને પોતાની નજર તળે રાખી જુદું ગામ બંધાવી ખેતીના કામમાં લગાડી આપ્યા.

( ૫ ) જોધપુર બીકાનેર રેલ્વે શરૂ થઈ.

( ૬ ) દક્ષિણ રિલીફ઼ઍક્ટ સિંધ સાથે લાગુ થયો એવા વિચારથી કે જમીનદારો અને ખેડુતોને કરજદારોથી કંઈ છુટકારો મળે.

( ૭ ) પ્લેગની બિમારી હૈદ્રાબાદ, કરાચી અને બીજા શહેરોમાં ફરીને પણ શરૂ થઇ.

## ક્યુમિન સાહેબની હકુમત.

ઈ. સ. ૧૯૦૨ માં જાઈલ્સ સાહેબ પેનશન લઈ વિલાયત ગયા અને ક્યુમિન સાહેબ સિંધના કમિશનર થયા. તેમના વખતમાં નીચલાં મુખ્ય કામ થયાં.

૧ સાઈક્લોન એટલે વાવાઝોડાનું જબ્બર તોફાન કરાચી શહેર અને શાહાબંદર તાલુકામાં થયું. તેમાં શાહાબંદર તાલુકામાં ૨૨૫ માણસો મરી ગયા જે ઘણાં ખેતરો અને ઢોરો તોફાની દરીયાના પાણીમાં તણાઈ ગયાં. એ તોફાનમાં આશરે ૧૦ લાખ રૂપીઆનુ નુકશાન થયું. અને કરાચી શહેરમાં ફકત ૧૭ લાખ રૂપીઆનું નુકશાન થયું. પણ કરાંચીમાં માણસો ફકત ૧૫ મરણ પામ્યા હતાં. દરીઆનાં પાણી એટલાં ચડયાં હતાં કે જેથી કીઆમાડી, ખડકો, ભાબો, અને શમ્સપીરના બેટો બુડવાની અણી ઉપર હતા. અને વળી મહારીપુરમાં સરકારી મીઠું લાખો રૂપીઆનુ દરીઆમાં તણાઈ ગયું.

ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરી માસમાં આપણાં પરમકૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયા સ્વર્ગવાસી થયાં અને તેમના વડા પુત્ર શહેનશાહ એડવર્ડ સાતમાએ રાજ્યમુગટ ધારણ કર્યો. તેમની રાજ્યરોહણની ક્રિયા ઈ. સ. ૧૯૦૨ ના ઑગસ્ટ માસમાં ઇંગ્લાન્ડના પાયતખ્ત લંડન

શહેરમાં ઘણીજ ધામધૂમ સાથે કરવામાં આવી. તે પ્રસંગે હિંદુસ્તાનના રાજા રજવાડાઓનો જબરો સમુદાય ત્યાં ભેગો થયો હતો.

હિંદુસ્તાનના શહેનશાહ એડવર્ડ સાતમાના રાજ્યારોહણની ધામધૂમ ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરી માસમાં હિંદુસ્તાનમાં સર્વત્ર કરવામાં આવી હતી. તે પ્રસંગે દિલ્હીમાં આપણા વૉઈસરાય લૉર્ડ કરઝનની આગેવાની તળે મોટી દબદબા ભરેલી દરબાર ભરાઇ હતી તે વખતે ૪૦ હજાર માણસનું લશ્કર ભેગુ થયું હતું ને તેની સલામતી લેવામાં આવી હતી. તેમાં આપણા માનવંતા શહેનશાહના ભાઈ ડયુક ઑફ કૅનોટ અને બીજા અંગ્રેજો તથા હિંદુસ્તાનના બધા રાજા રજવાડા તથા સદ્ગ્રહસ્થો પધાર્યા હતા. એ ખુશાલીમાં અત્રે પણ રોશની, આતશબાજી અને જબરી ધામધૂમ કરવામાં આવી હતી.

## ઑનરેબલ મી. મ્યુરમૅકેન્ઝી સાહેબની હકુમત.

ઇ. સ. ૧૯૦૪ ની શરૂઆતમાં જનાબકયુમિન સાહેબ રજાપર ગયા ને ત્યાંથી પાછા નહિ ફરતાં પેનશન ઉપર ગયા અને તેમને બદલે ઑનરેબલ મ્યુરમૅકેન્ઝી સાહેબ સિંધના કમીશનર થયા. તેના વખતમાં બનેલા બનાવો.

૧ કેટલાક નવા તાલુકા વધાર્યા જેવા કે જેમ્સઆબાદ પીથોરો, સંનોરો અને નસરત.

૨ હૈદ્રાબાદથી બદીના સુધીની રેલ્વે ઑકટોબર ૧૯૦૪ માં મોટા માપવાળી શરૂ થઇ. આ રેલ્વેથી ટન્ડો મહમદખાન, માતળી, તલાર અને બદીનામાં થોડા વખતમાં સહેલાઈથી પહોંચી શકાય છે.

કે કપાસના પાકમાં સુધારો કરવાની સરકારે કોશીશ કરી અને મીસરનો કપાસ ( ઈન્ડીશ્યન કૉટન ) જેની કિંમત હિન્દુસ્તાનના કપાસથી વધારે થાય છે તેની અજમાયશ તરીકે ધોરાનારામાં વાવણી કરવામાં આવી. તેના ઉપર એક યુરોપીયન અમલદાર મુકરર કરવામાં આંવ્યો, જેની સંભાળથી અને નજરદારીથી એ પાક ફતેહમંદ નીવડયો અને સરકારને આશા આવી જે મિસરના કપાસની વાવણી સિંધમાં તમામ વધારે સારીરીતે થશે, અને ઘણો ફાયદો સિંધના વેપારને થશે.

૪ મહમલતદારોના કામમાં હરકત ન થાય અને ઈન્સાફના કામમા પુરતી સંભાળ લેવાય માટે બાર રેઝીડન્ટ માજીસ્ટ્રેટો સિંધમાં મુકરર કરવામાં આવ્યા જેથી ફોજદારી કામનો જુદો નિકાલ થાયછે.

યંગહસબન્ડ સાહેબની હકુમત.

ઈ. સ. ૧૯૦૫ માં ઑન મ્યુરમેકેન્ઝી સાહેબના જવા પછી યંગહસબન્ડ સાહેબ સિંધના કમીશનર મુકરર થયા જે અત્યાર સુધી છે. તેમના વખતમાં આપણા શહેનશાહ એડવર્ડ સાતમાના પાટવી કુંવર જ્યાર્જ પ્રિન્સ-ઑફવેલ્સ તા. ૧૭ મી માર્ચ ૧૯૦૬ ને શનીવારને રોજ સવારમાં કરાંચીમાં પધાર્યા. તેજ દિવસે સાંજે ફ્રિયરહૉલમાં મહારાણી વિકટોરિયાનું બાવલું ખુલ્લું મુકવાની ક્રિયા પોતાને હાથે કરી. અને સોમવાર તા. ૧૯મી માર્ચના બપોર પછી હિંદુસ્તાનની મુસાફરી પુરી કરીને તેઓ પોતાના સ્વદેશ તરફ સ્ટિમર રિનાઉનમાં રવાના થયા.

તા. ૬ ઠ્ઠી મે ૧૯૧૦ ને રોજ આપણા મહાન દયાળુ અને શાન્તિપ્રિય શાહેનશાહ સાતમા એડવર્ડ સ્વર્ગવાસી થયા. આ સમાચાર દેશોદેશ ફેલાતાં સર્વત્ર દિલગીરી ફેલાઇ રહી. તેમનો સ્વર્ગવાસ થવાથી પાટવી કુંવર જ્યોર્જ ઇંગ્લાન્ડના રાજા અને હિંદના શાહેનશાહ થયા. તે બાબતનો ઢંઢેરો તા. ૧૨ મી મે ઈ. સ. ૧૯૧૦ ને રોજ આખા હિન્દમાં વાંચી સંભળાવવામાં આવ્યો હતો. અને અત્રે કરાચીમાં ફ્રૂયર હૉલ આગળ મહારાણી શ્રી વિક્ટોરીઆના બાવલા પાસે લશ્કરી કવાયત વચ્ચે નામદાર કમીશનર સાહેબે તે વાંચી સંભળાવ્યો હતો.

શાહેનશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યારોહણનો વિધ, ઇંગ્લાન્ડના લંડન શહેરમાં તા. ૨૨ મી જુન ઈ. સ. ૧૯૧૧ ને દિવસે મોટી ધામધુમ અને દબદબા સાથે કરવામાં આવી; જેમાં ઘણા દેશના રાજા રજવાડા, ઉમરાવો અને ધર્મગુરૂઓ સામેલ થયા હતા.

ઈ. સ. ૧૯૦૫–૬ માં હિંદુસ્તાનમાં આવી ગયા પછીથી શાહેનશાહ જ્યોર્જ પાંચમાં અને મહારાણી મેરીનાં હૃદયમાં હિંદુસ્તાનની પ્રજા તરફ જે પ્યાર વધતો જતો હતો, તે પ્યાર પોતાની રૈયતને બતાવી આપવા અને પોતે તાજ ધારણ કર્યા બાબતની ધામધુમમાં પોતાની રૈયતના હૃદયના પ્યારને ફરીથી નીહાળવા માટે માયાળુ શાહેનશાહ અને શાહેનશાહ બાનુએ ફરી હિંદુસ્તાનમાં પધારી પ્રેમ બન્ધનમાં વધારો કરવાનો વિચાર કર્યો.

તા. ૨૭ ડીસેમ્બર ૧૯૧૨ ને રોજ આપણાં માયાળુ રાજારાણી, હિન્દુસ્તાનના સ્ટેટ સેક્રેટરી લૉર્ડ ક્રયુ અને બીજા ઉમરાઓની સાથે મુંબઈને બંદરે ઉતર્યા. હિંદના

વાઈસરોય લોર્ડ હાર્ડીંજ, સાહેબ મુંબઈના ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક અને બીજા રાજા રજવાડા અને અમીર ઉમરાવો તથા મુંબઈમાં એકઠી થએલી તમામ પ્રજામાં તે વખતે અતિશય આનંદ છવાઈ રહ્યો હતો. મુંબઈ થઈને દિલ્હી પધાર્યા બાદ તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૧૧ ને રોજ દિલ્હી દરબારનો મહોત્સવ ઉજવવામાં આવ્યો. એ દરબારમાં હિન્દુસ્તાન અને તેની આજુ બાજુના રાજા રજવાડાઓ, ઉમરાવો અને ધર્માચાર્યોએ ભાગ લીધો હતો. થોડા દહાડા દિલ્હી શહેર પૂર્ણ ઠાઠમાઠપણે, પ્રેમ અને પૂર્ણ આનંદના ઉછાળાથી ઉભરાઈ રહ્યું હતું. એ દિવસે હિન્દુસ્તાનમાં ગામેગામ અને શહેરે શહેર બહુજ ધામધૂમથી મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. કરાચીમાં પણ તે દિવસે સરકારે મ્યુનિસિપાલિટીએ અને પ્રજા વર્ગે સારી રોશની આતશબાજી અને ગમ્મત રમતના મેળાવડા કર્યા હતા. તમામ વિદ્યાર્થીઓને મીઠાઈ અને કોરોનેશન ચાંદ વહેંચવામાં આવ્યા હતા અને ઠેકાણે ઠેકાણે ગરીબ ગુરબાઓને ખાણું પીણું આપવાની ગોઠવણ કરી હતી.

ઈંગ્લાંડના રાજા અને હિંદના શહેનશાહ જ્યોર્જ પાંચમા એ આપણા સામ્રાટ જ્યોર્જ પહેલા પણ કેહવાય કેમકે તેઓએ હિન્દમાં પધારી રાજ્યરોહણની દરબાર પોતાને હાથે પહેલ વહેલી ભરી અને કલકત્તાને બદલે હિન્દની પ્રાચીન રાજ્યધાનીના શહેર, દિલ્હીને ફરીથી હિન્દુસ્તાનનું પાટનગર બનાવ્યું આ મુલાકાતથી આપણાં માયાળુ રાજારાણીએ હિન્દુસ્તાનની રૈયતને પોતાની ઉદારતા મમતા અને હૃદયનો પ્રેમ બતાવી આપીને બધે ખુબ આનંદ ફેલાવ્યો છે.

ઈ. સ. ૧૯૧૨ માં નામદાર મી. લ્યુક સાહેબ સિંધના કમીશનર નિમાયા. તેઓએ તે હોદ્દો ઇ. સ. ૧૯૧૫ સુધી ભોગવ્યો. એ સાહેબ ઉપલા અરસામાં રજા ઉપર જવાથી દરમ્યાન નામદાર મી. લોરેન્સ સાહેબ તથા નામદાર મી. બેરા સાહેબ એકટિંગ, કમીશનર તરીકે સિંધમાં નિમાયા હતા. ઈ. સ. ૧૯૧૬ માં નામદાર મી. લ્યુકસ સાહેબના જવા પછી નામદાર લોરેન્સ સાહેબ સિંધના કમીશનરના હોદ્દા ઉપર આવ્યા. એ સાહેબોની કારકિર્દીમાં ઘણા સુધારા, લોકલ બોર્ડ, કેળવણી ખાતાં અને બીજાં ખાતાંઓમાં કરવામાં આવ્યા. અને ઈસ્પીતાલોમાં સુધારા થયા તથા આંખોની ઇસ્પીતાલો વગેરે ખોલવામાં આવી. નામદાર મી. લોરેન્સ સાહેબ રજા ઉપર જવાથી મી. રિયુ સાહેબ થોડો વખત એક્ટીંગ કમીશનર નિમાયા હતા અને તેના પછી નામદાર મી. કેડલ સાહેબ એ હોદ્દા ઉપર બીરાજ્યા. અને હાલમાં નામદાર રિયુ સાહેબ આ પદને દીપાવે છે.

## સિંધ ઉપર ચઢાઈ લઈ આવનારા પરદેશી રાજાઓની યાદીનો કોઠો

| નામ. | સાલ. | લશ્કરના લોકો. | તેમનો દેશ. | ખંડ | કયે રસ્તે આવ્યો | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ સીકંદર | ઈ. સ. પૂર્વે ૩૨૮ | ગ્રીક લોકો | ગ્રીસ | યુરોપખંડ | પંજાબ સુધી જમીન રસ્તે ને પંજાબથી સિંધુ નદીમાં | દરીઆ રસ્તે સ્વદેશ જતાં બાબીલનમાં મરણ પામ્યો. |
| ૨ મહમદ બીન કાસીમ | ઈ. સ. ૭૧૨ | આરબ લોકો | અરબસ્તાન | એશિઆ ખંડ | દરીઆ રસ્તે | દાહરની છોકરીઓએ તહોમત મુક્યું તેથી ખલીફાએ પાછો બોલાવી મારી નાંખ્યો |
| ૩ મહમદ ગીજની | ઈ. સ. ૧૦૨૪ | પઠાણો | અફઘાનિસ્તાન | એશિઆ ખંડ | કચ્છ થઈને જમીન રસ્તે | જમીન રસ્તે પાછો ગયો |
| ૪ શાહબેગ અર્ગુન | ઈ. સ. ૧૫૨૦ | તુર્ક | તુર્કસ્તાનમાં ખોરાસાન પ્રાંત | એશિઆ ખંડ | જમીન રસ્તે | ૧૫૨૧માં ટઠ્ઠાની લડાઈમાં જીત મેળવીને સિંધમાં રાજ સ્થાપ્યું |
| ૫ નાદીરશાહ | ઈ. સ. ૧૭૩૯ | ઈરાની | ઈરાન | એશિઆ ખંડ | જમીન રસ્તે | સિંધ ઈરાનની તાબેદારી તળે ગયું. |
| ૬ અહમદશાહ દુરાની | ઈ. સ. ૧૭૫૪ | પઠાણો | અફઘાનિસ્તાન | એશિઆ ખંડ | જમીન રસ્તે | સિંધ અફઘાનિસ્તાનની તાબેદારી તળે ગયું. |
| ૭ ઇંગ્રેજી સરકાર ને સર ચાર્લસ નેપિયર | ઈ. સ. ૧૮૩૯<br>ઈ. સ. ૧૮૪૩ | ઇંગ્રેજો | ઇંગ્લાંડ. | યુરોપખંડ. | મુંબઈથી કરાચી સુધી આગબોટ રસ્તે ને કરાચીથી હૈદ્રાબાદ સુધી જમીન રસ્તે | ઇંગ્રેજી રાજ્ય શરૂ થયું. |

## ઇંગ્રેજ સરકાર તરફથી સિંધમાં રાજ્ય કારભાર ચલાવનાર હાકેમોનાં નામ.

| અનુક્રમ | નામ. | હોદ્દો. | સન. |
|---|---|---|---|
| ૧ | સર આઉટ્રામ સાહેબ | પોલીટીકલ એજંટ સીન્ધ ને અપર સિંધ | ૧૮૪૦–૪૩ |
| ૨ | સર ચારલસ નેપ્યર સાહેબ | ગવર્નર ઑફ સિંધ | ૧૮૪૩–૪૭ |
| ૩ | મી. પ્રીંગલ સાહેબ | ચીફ કમીશનર. | ૧૮૪૭–૫ |
| ૪ | સર ફ્રેઅર સાહેબ | કમીશનર | ૧૮૫૧–૫૯ |
| ૫ | મી. ઇન્વેરારીટી સાહેબ | ,, | ૧૮૫૯–૬૨ |
| ૬ | મી. મેન્સ ફીલ્ડ સાહેબ | ,, | ૧૮૬૨–૬૭ |
| ૭ | સર વિલિયમ મેરિવેધર સા. | ,, | ૧૮૬૮–૭૭ |
| ૮ | મી. અરસ્કિન સાહેબ | ,, | ૧૮૭૯–૮૭ |
| ૯ | સર ચારલસ પ્રીચર્ડ સાહેબ | ,, | ૧૮૮૭–૮૯ |
| ૧૦ | સર ટ્રેવર સાહેબ | ,, | ૧૮૮૯–૯૧ |
| ૧૧ | સર જેમ્સ સાહેબ | ,, | ૧૮૯૧–૧૯૦૦ |
| ૧૨ | મી. આર. જાઇલ્સ સાહેબ | ,, | ૧૯૦૦–૦૨ |
| ૧૩ | મી. ટ્યુમીન સાહેબ | ,, | ૧૯૦૨–૦૪ |
| ૧૪ | સર મ્યુર મેકેન્ઝી સાહેબ | ,, | ૧૯૦૪–૦૫ |
| ૧૫ | મી. યંગ હસબન્ડ સાહેબ | ,, | ૧૯૦૫–૧૨ |
| ૧૬ | મી. લ્યુકસ સાહેબ | ,, | ૧૯૧૨–૧૫ |
| ૧૭ | મી. લોરેન્સ સાહેબ | ,, | ૧૯૧૫–૧૬ |
| ૧૮ | મી. મ્યુ સાહેબ | ,, | ૧૯૧૬–૨૦ |

# સિંધના એકટીંગ કમીશનરો થઈ ગયા તેની યાદી.

| અનુક્રમ | નામ | હોદ્દો. | સન. |
|---|---|---|---|
| ૧ | મી. જેકબ સાહેબ | એકટીંગ કમિશનર | ૧૮૫૬-૫૭ |
| ૨ | સર ઇલીઅ સાહેબ | ,, | ૧૮૫૯ |
| ૩ | મી રાબર્ટસન સાહેબ | ,, | ૧૮૬૬ |
| ૪ | મી. હેલવોક સાહેબ | ,, | ૧૮૬૭-૬૮ |
| ૫ | મી. મેસવીલ સાહેબ | ,, | ૧૮૭૭-૭૯ |
| ૬ | સર જેમ્સ પીક સાહેબ | ,, | ૧૮૭૮-૮૧ |
| ૭ | મી. ક્રાફોર્ડ સાહેબ | ,, | ૧૮૮૧ |
| ૮ | સર વીગેટ સાહેબ | ,, | ૧૮૮૭-૮૮ |
| ૯ | સર આલીવેંટ સાહેબ | ,, | ૧૮૯૫-૯૬ |
| ૧૦ | મી. મ્યુલ્સ સાહેબ | ,, | ૧૯૦૪ |
| ૧૧ | મી. મોરીસન સાહેબ | ,, | ૧૯૦૫ |
| ૧૨ | મી લોરન્સ સાહેબ | ,, | ૧૯૧૨-૧૪ |
| ૧૩ | મી. બેરો સાહેબ | ,, | ૧૯૧૪ |
| ૧૪ | મી. ન્યુ સાહેબ | ,, | ૧૯૧૯. |
| ૧૫ | મી. કેડલ સાહેબ | ,, | ૧૯૧[illegible]-૨૦ |

